# પ્રભુપ્રેમ

લેખક - પરિખ, મણિલાલ સો.

## અધ્યાય પહેલો.

પણે ઇશ્વર પર શા માટે અને કેવી રીતે પ્રેમ કરવો જોઈએ તે વિષે.

આપણે શા કારણથી અને કેટલે અંશે ઇશ્વર પર પ્રેમ કરવો જોઇએ ી પાસેથી જાણવા માગો છો.

જવાબમાં હું કહીશ કે પ્રભુ પ્રત્યેના આપણા પ્રેમના હેતુ તો , અને આપણે તેના પર જે પ્રેમ કરવો જોઇએ તે તો અમાપ . આ તમને બરાબર સમજાય છે? કદાચિત બુદ્ધિમાન સમજી શકાય, પણ મારે તો જ્ઞાની અને અજ્ઞાન બન્નેને સ્પષ્ટ કરવું છે; અને જો કે મેં પહેલાને માટે પુરતું કહ્યું હોય બીજાને પણ યાદ રાખવું જોઇએ. તેમને માટે હું મારો ફરીશ, અને કદાચિત તેમાં થોડો ઉમેરો પણ કરીશ.

શ્વર ઉપર તેના પોતાને માટે પ્રેમ કરવો જોઇએ તેનાં બે એક તો એ કે તે સહુથી વધારે પ્રેમયોગ્ય છે, અને બીજું, આપણે માટે બીજું કશું વધારે કલ્યાણકર નથી.

એ પ્રભુ પર શા માટે પ્રેમ કરવા બંધાયા છીએ? અથવા તો કહીએ તો, તે આપણા પ્રેમનો દાવો કઇ રીતે કરી શકે છે? તો ઇશ્વર પર પ્રેમ કરવાથી આપણને શો લાભ થાય છે? આ મનો એકજ જવાબ છે, અને તે એ છે કે, પ્રભુ પર પ્રેમ કરવા પોતેજ છે. તેના પર પ્રેમ કરવાનું સૌથી સબળ કારણ અપાત્ર છતાં પ્રભુએ આપણને તેનું પોતાનું દાન કર્યું,

ઇશ્વર હોવાથી, તે આપણને પોતા કરતાં બીજી કઇ શ્રેષ્ઠ વસ્તુ આપે
હવે જો આપણે, આપણા પ્રભુ પર પ્રેમ કરવાને શા માટે બંધાય
એ પ્રશ્નનો અર્થ એમ કરીએ કે, આપણા પ્રેમને માટે તેનો શો
તો તેનો જવાબ ખાસ કરીને એ છે કે, તેણે આપણા ઉપ
પ્રેમ કર્યો છે. આને લીધે તેનો આપણા પ્રેમ ઉપર હક છે: અને
કરનાર તે કોણ છે, જેના ઉપર તે પ્રેમ કરે છે તે કોણ છે,
તેમના પર કઇ રીતે પ્રેમ કરે છે એ વાતનો જ્યારે આપણે વિચાર
છીએ ત્યારે આપણને લાગે છે કે તેનો આપણા પર સર્વથી વિશેષ
કારણ કે જે આપણા ઉપર પ્રેમ કરે છે તેના વિષે શું પ્રત્યેક આત્મા
સાક્ષી નથી આપતો કે, તું મારો ઇશ્વર છે, તારે મારી વસ્તુઓની
નથી? અને તેનો પ્રેમ એ શું એ જાતની પ્રીતિ નથી કે જે પોતાને
શોધતી નથી? વળી એ નિષ્કામ પ્રેમ કોના ઉપર સ્થિર થાય છે?
પાઉલ તેનો જવાબ આપે છે કે, "હજુ તો આપણે દુશ્મન હતા ત્યારે
ઇશ્વર સાથે પુનર્મિલાપ થયો." ઇશ્વરે આપણા ઉપર નિષ્કામ
છે, અને તે પણ આપણે તેના દુશ્મન હતા ત્યારે. પણ તેણે
ઉપર કેવી રીતે પ્રેમ કર્યો છે? પ્રેરિત યોહાન તો આટલે સુધી
"ઇશ્વરે જગત ઉપર એટલો બધો પ્રેમ કર્યો કે તેણે પોતાનો એક
દીકરો આપ્યો." પ્રેરિત પાઉલ કહે છે કે, "તેણે પોતાનો એક
પુત્ર બાકી રાખ્યો નથી, પણ તેને આપણે માટે આપી દીધો
પુત્ર પોતા વિષે આ પ્રમાણે કહે છે: "પોતાના મિત્રોને મ
આપવો તે કરતાં મોટો પ્રેમ કોઇનો નથી." પવિત્ર, મહા
અને સર્વશક્તિમાન ઇશ્વરને સહુથી ક્ષુદ્ર, દુર્બળ અને પાપી
માટે આ બધો દાવો છે. કદાચ કોઇ એમ કહે કે, ઠીક, એ
માટે ખરૂં છે, પણ સ્વર્ગના દૂતો માટે ખરૂં નથી તે હું જાણું
માટે એ બધાની જરૂર નહોતી. વળી જેણે માણસને તેના દુઃખ
યતા આપી છે તેણે દૂતોને તેમાં પડતા બચાવ્યા; અને જે ઇશ્વર
માણસને બચાવવાનો માર્ગ કરી આપ્યો છે તેજ પ્રેમે દૂતોને આપણા
પતનમાંથી બચાવી રાખ્યા.

---

## અધ્યાય બીજો.

ઈશ્વરનો આપણા પ્રેમ ઉપર હક છે તેનું કારણ તેણે આપણા આત્માને અને શરીરને આપેલાં દાન છે. આ બધાંનો આપણે કેવી રીતે સ્વીકાર કરવો જોઇએ અને તેણે તે બધાં આપ્યાં છે તેની વિરૂદ્ધ આપણે તેમનો ઉપયોગ ન કરવો જોઈએ તે વિષે.

મેં જે આગળ કહ્યું તે વાતનો જે કોઇ સ્વીકાર કરતો હોય તેણે એ કબુલ કરવુંજ જોઇએ કે ઇશ્વર પર પ્રેમ કરવાની મારી ફરજ છે. પણ આટલું કબુલ ન કરે એવો કોઇ નાસ્તિક હોય તો તેની કૃતઘ્નતા દૂર કરવા માટે ઇશ્વરે આપણા આત્મા અને શરીરના લાભ માટે અસંખ્ય વસ્તુઓ આપી છે. આપણને પોષણ આપતું અન્ન, આપણો અંધકાર દૂર કરતો પ્રકાશ, આપણા શ્વાસને માટે હવા, એ બધાં શું આપણને તેની પાસેથી નથી મળતાં? હું એ ચીજોનું નામ પહેલાં દઉં છું તેનું કારણ એ નથી કે હું તેમને મુખ્ય ગણું છું, કારણ કે તેમને તો માત્ર શરીર સાથેજ સંબંધ છે, પણ તેનું કારણ એ છે કે તેઓ સહુથી અગત્યનાં છે. આપણી મુખ્ય લાભકારી વસ્તુઓ કઇ કઇ છે એ જાણવા માટે આપણે આપણો આત્મા જે આપણા જીવનનો વધારે ઉંચો ભાગ છે તે પ્રત્યે જોવું જોઇએ. આ વસ્તુઓ તો ઉત્તમતા, બુદ્ધિ ને ધર્મવૃત્તિ છે. જ્યારે હું માણસની ઉત્તમતા વિષે વાત કરૂં છું, ત્યારે મારા મનમાં માણસની કર્તૃત્વશક્તિ આવે છે, કારણ કે તેથી જે બીજાં સર્વ પ્રાણીઓ કરતાં ઉંચો છે અને તે બધાંને પોતાને વશ રાખે છે. તેની બુદ્ધિ તેની પોતાની ઉત્તમતા સિદ્ધ કરી આપે છે, અને તેની સાથે એ પણ સિદ્ધ કરી આપે છે કે તેની તે ઉત્તમતા કાંઇ તેના પોતાના લાભને માટેજ પ્રાપ્ત થએલી નથી; અને છેલ્લું તેની ધર્મવૃત્તિ, જે ખુદ ઇશ્વરનુંજ કાર્ય છે તે તેની પાસે ઇશ્વરને આતુરતાથી શોધાવે છે, અને તેને તે એક વખત પ્રાપ્ત થાય ત્યાર પછી તે તેની પાસે રહેવાની તેને ફરજ પાડે છે.

આ ત્રણ પ્રકારની વસ્તુઓમાંની દરેકનાં બે સ્વરૂપ છે, ઉત્તમતા એ એ માનવીય જીવનનું ખાસ લક્ષણ છે, અને વળી તેથી માણસ સિવાયના દરેક પ્રાણીમાં માણસનો ભય રહેલો જણાય છે. બુદ્ધિ એ માણસનું મહ- સમજે છે, અને તેની સાથે એ પણ કબુલ કરે છે કે જો કે આ ભ તેનામાં છે, પણ તે તેના પોતાથી નથી, અને છેલ્લું, એ ધર્મવૃત્તિ બે કા

ને સાથે કરે છે, એટલે જે ઇશ્વરને લીધે આપણું જીવન છે તેને ઉત્સાહ . . આપણી પાસે શોધાવે છે; અને વળી જો તે એક વખત પ્રાપ્ત થયો તો તે તેને તેટલાજ ઉત્સાહથી ધરાવી રાખે છે. વળી બુદ્ધિ સિવાય ઉત્તમતા નકામી છે; અને ધર્મવૃત્તિ સિવાય બુદ્ધિ માત્ર નુકશાનજ કરે છે, તે આ વાત ઉપરથી સાબીત થાય છે કે કોઇ પણ બુદ્ધિ પોતે હયાત છે એવું જાણ્યા વગર પોતાની હયાતી માટે મગરૂર થઇ શકતી નથી. પણ પોતે હયાત છે એવું જાણીને તે પોતે, પોતાથી નહિ પણ કોઇ બીજાથી હયાત છે એ વાતનો અનાદર કરે, અને પોતાનું મહાત્મ્ય ઇશ્વરમાં નહિ પણ પોતામાંજ જુએ તો તેણે પ્રેરિતના આ શબ્દોનો વિચાર કરવો જોઇએ કે, "તારી પાસે એવું શું છે કે જે તેં (બીજા પાસેથી) પ્રાપ્ત કર્યું નથી? અને તે તેં પ્રાપ્ત કર્યું ન હોય એવી રીતે તું કેમ વડાઇ કરે?" તે માત્ર એમ નથી કહેતા કે "તું શા માટે વડાઇ કરે છે?" પણ તેની સાથે એટલું ઉમેરે છે કે, "કેમ જાણે તેં પોતે તે પ્રાપ્ત કર્યું ન હોય," એમ કહીને તે એમ બતાવે છે કે તે પામવાને લીધે અભિમાન કરવું એ કંઇ દૂષણીય નથી, પણ તે આપવામાં આવ્યું ન હોય એમ માનીને અભિમાન કરવું એ ઠપકાને પાત્ર છે. આવા પ્રકારના અભિમાનને મિથ્યાભિમાન કહેવામાં આવે તે વાજબી છે, કારણ કે તે સત્યના અચળ પાયા ઉપર દૃઢ કરવામાં આવેલ નથી. પ્રેરિત યોગ્ય અભિમાનનો અને આવા મિથ્યાભિમાનનો ભેદ બતાવતાં કહે છે કે, "જે કોઇ વડાઇ કરે તે પ્રભુમાં વડાઇ કરે, એટલે કે સત્યમાં, કારણ કે ઇશ્વર સત્ય છે."

હવે આપણે જોયું કે જાણવા જેવી બે વસ્તુઓ છે. પહેલાં તો, આપણે કોણ છીએ તે; અને પછી, આપણે જે કાંઇ છીએ તે આપણી પોતાની મેળે નથી. આ બેમાંથી એક પણ જો આપણે ચૂકીએ, તો કાં તો આપણે બિલકુલ વડાઇ નહિ કરીએ, અથવા જો આપણે પોતા વિષે વડાઇ કરીએ તો તે "મિથ્યા" કહેવાશે. આખરે "જો તું પોતાને જાણતો ન હોય, તો તું જા અને તારા સંગીઓના ટોળાંની પાછળ ભટકતો " ખરી રીતે આવુંજ થાય છે; કારણ કે જ્યારે કોઇ માણુસ માનને ેાય છતાં તે પોતાનું મહત્ત્વ સમજે નહિ, ત્યારે તેને તેના આવા લીધે યોગ્ય રીતેજ, જે પ્રાણીઓ અને પશુઓ આ પૃથ્વીના નાશ-

જા

વંત જીવન અને મૃત્યુના તેની સાથે ભાગીદાર છે તેમની સાથે સરખાવવામાં આવે છે. જે માણસ પોતાને બરાબર જાણતો નહિ હોવાથી પોતાની બુદ્ધિને લીધે પશુઓથી જુદો પડે છે તે પોતાને તેમના જેવો સમજે છે, કારણ કે તે પોતાનો મહિમા જે બધો આત્મિક છે તેને બરાબર જાણતો નહિ હોવાથી તે મિથ્યા અભિમાનને આધીન થાય છે, અને પોતે બાહ્ય અને ઇંદ્રિયગોચર સૌંદર્યમાં મગ્ન રહે છે. પોતે પોતાથી નીચાં પ્રાણીઓ કરતાં કાંઇક અધિક વસ્તુ પામ્યો છે એવું તેને ભાન નહિ હોવાથી તે પોતાને તેમના સરખો ગણે છે. હવે આ એવું અજ્ઞાન છે કે જેથી આપણે બહુ ખંતપૂર્વક સંભાળવું જોઇએ. ઇશ્વરે આપણને બનાવ્યા છે તેના કરતાં આપણે વધારે ક્ષુદ્ર છીએ એવું આપણે કોઇ પણ રીતે માનવાનું નથી. પણ પેલું બીજું અજ્ઞાન જે આપણને આપણે ખરી રીતે છીએ તેના કરતાં વધારે મોટા સમજે છે તેથી આપણે વધારે સંભાળવાનું છે. આ બીજું અજ્ઞાન ત્યારે દેખાય છે કે જ્યારે આપણે આપણામાં જે કાંઇ બક્ષિસ હોય તે ચુકથી આપણી પોતાની માની લઇએ છીએ. આ બે જાતનાં અજ્ઞાન સિવાય એક વસ્તુ છે કે જે વધારે તિરસ્કારપાત્ર અને દૂર રાખવા લાયક છે, અને તે તો આપણું મિથ્યા ગુમાન છે કે જેથી આપણે આપણામાં જે કાંઇ સારૂં હોય તેને માટે, એ બધું આપણું પોતાનું નથી એવું સારી રીતે જાણતાં છતાં જેનું છે તેનો યોગ્ય મહિમા આપણે લુટીએ છીએ એ વાતનો જરા પણ ભય રાખ્યા વગર, આપણે જાણીજોઇને અહંકાર કરીએ છીએ, પહેલાં તો આપણે વડાઇજ કરતા નથી. બીજું, આપણે વડાઇ કરીએ છીએ, પણ તે ઇશ્વરમાં નહિ. ત્રીજું, આપણે માત્ર અજ્ઞાનથીજ પાપ કરતા નથી, પણ જે માત્ર ઇશ્વરનુંજ છે તે તેની પાસેથી લઇને જાણીજોઇને પાપ કરીએ છીએ. બીજા નંબરના દોષ કરતાં આ ઉદ્ધતાઇ આ વાતે મોટી છે કે, બીજામાં ઇશ્વરનું ઓળખાણ નથી, પણ આમાં ઇશ્વરનો તિરસ્કાર છે. પહેલાંની સાથે સરખાવતાં, એ જ્યારે આપણને પશુસમાન કરે છે, ત્યારે આ આપણને શેતાન જેવા કરે છે. માત્ર અહંકાર, જે મોટામાં મોટું પાપ છે, તે જે વસ્તુઓ આપણે બીજા પાસેથી પ્રાપ્ત કરી છે તે મૂળથીજ જાણે આપણી કેમ ન હોય, તેમ તેનો ઉપયોગ કરવાનો, અને જે મહિમા આપણા કલ્યાણદાતા પ્રભુનોજ છે તેને આપણા પોતાના લાભ માટે લુટવાનો

દોષ આપણી પાસે કરાવે છે. એટલા માટે ઉત્તમતા અને બુદ્ધિમાં આપણે ધર્મવૃત્તિ જે તેમનું યોગ્ય ફળ છે તે ઉમેરવી જોઈએ છે. જેથી સર્વ વસ્તુઓના ઉદ્ધારકર્ત્તા, જેને જે મહિમા તેનોજ છે તે સર્વ વાતમાં તેનેજ આપવો જોઇએ, તેને આપણે શોધીએ છીએ અને પામીએ છીએ તે આ ધર્મવૃત્તિજ છે, નહિ તો આપણે ખરૂં જાણ્યું હતું છતાં તે ન કરવા માટે આપણે દુઃખ ભોગવવું પડશે. જે કોઇ આ પ્રમાણે કરે છે તેણે પોતાની બુદ્ધિનો ઉપયોગ કલ્યાણને માટે કર્યો નથી, પણ "પોતાની પથારીમાં ભુંડાઇ યોજી છે;" તેણે, કોઇ દુષ્ટ નોકરની માફક, જે મહિમા તેના ભલા ધણીને મળવો જોઇતો હતો તે, પોતાનો તેના ઉપર કશો હક નથી એમ પોતાની બુદ્ધિથી બરાબર જાણવા છતાં, આડે માર્ગે પોતાનો કરવા પ્રયત્ન કર્યો છે. એ સ્પષ્ટ છે કે બુદ્ધિ વગર ઉત્તમતા નકામી છે, અને ધર્મવૃત્તિ વગર બુદ્ધિ સત્યાનાશ વાળે છે. પણ જે માણસમાં ધર્મવૃત્તિ હોય, તેને બુદ્ધિ કે ઉત્તમતા નુકસાન કરી શકતી નથી. તે માટે અવાજે ઉત્સાહપૂર્વક ઇશ્વરની સ્તુતિ કરે છે કે, "અમને નહિ, ઓ પ્રભુ, અમને નહિ, પણ તારા નામને મહિમાવાન થવા દે;" એટલે કે, "પ્રભુ, અમે બુદ્ધિ કે ઉત્તમતા ઉપર કશો દાવો કરતા નથી; બધું તારૂંજ છે, કારણ કે અમને જે બધું પ્રાપ્ત થયું છે તે તારાથીજ છે."

પણ જે લોકો ખ્રીસ્તને જાણતા નથી તેઓ પણ, પ્રકૃતિના નિયમથી, અને તેમને જે દૈહિક તથા આત્મિક બક્ષીસો મળેલી છે તેથી, ઇશ્વર પર તેને પોતાનેજ અર્થે, પ્રેમ કરવાનું પૂરતી રીતે શીખી શકે છે એ સિદ્ધ કરવાની આપણી ઇચ્છાથી આપણે કાંઇક અંશે વિષયાંતર કરીએ છીએ. આગળ જે કહ્યું તે ફરીને થોડા શબ્દોમાં કહી જઇએ; એવો કોણ નાસ્તિક હોય કે જે એમ નથી જાણતો કે જે ઇશ્વર પોતાનો સૂર્ય ન્યાયી અને અન્યાયી ઉપર ઉગાડે છે, અને પોતાનો વરસાદ ભલા અને ભુંડા ઉપર વરસાવે છે, તે એકલાનીજ પાસેથી જે બધું જીવનને માટે જરૂરનું છે જેમકે પ્રકાશ, હવા, અન્ન તે તેને પ્રાપ્ત થયું છે? એવો કોણ અધાર્મિક હોય કે જે માણસજાતનેજ પ્રાપ્ત થએલી ઉત્તમતા, જે ઇશ્વર ઉત્પત્તિના પુસ્તકમાં કહે છે કે "આપણે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને સૃજીએ" તે સિવાય બીજા કોઇમાંથી આવી હોય એમ કહેતો હોય? કોણ એવો હોય કે જે, જે ઇશ્વર સહુને શિખવે છે તે સિવાય બીજા કોઇને બુદ્ધિના સૃષ્ટા તરીકે માનતો

હોય? કયો માણુસ એવો હોય કે જે ધર્મદાતા ઇશ્વર સિવાય બીજા કોઇમાંથી ધર્મવૃત્તિ આવતી હોય એમ માનતો હોય? તેટલા માટે જે માણુસ ખ્રીસ્ત વિષે અજ્ઞાત હોય તેના જ્ઞાન પ્રમાણે પણ ઇશ્વર પોતાનેજ અર્થે આપણો પ્રેમ સંપાદન કરવાને યોગ્ય દાવો કરી શકે છે; અને જે કોઇ પોતાના પ્રભુ પર પોતાના પૂરા હૃદયથી, આત્માથી અને સામર્થ્યથી પ્રેમ કરતો નથી તે દોષિત ઠર્યા વગર રહેવાનો નથી; કારણકે તેની સ્વાભાવિક વિવેકબુદ્ધિ અને વિચારશક્તિ તેના આત્માના અભ્યંતરમાંથી પોકાર કરી રહી છે કે જે ઇશ્વર પાસેથી તને સર્વ કાંઇ પ્રાપ્ત થયું છે તેના પર પૂર્ણ રીતે પ્રેમ કરવાને તું બંધાએલો છે. પણ આપણા પોતાના મહિમાને અર્થે કાંઇ પણ પાછું રાખ્યા વગર સર્વ કાંઇ ઇશ્વરનુંજ છે એમ માનવું એ માણુસના પ્રાકૃતિક સામર્થ્યને અને તેની પુરૂષાર્થક શક્તિને અતિ મુશ્કેલ છે એટલુંજ નહિ પણ અશક્ય છે. શાસ્ત્રલેખ એવો છે કે "સર્વ કોઇ પોતાનુંજ હિત શોધે છે," અને બીજો લેખ એવો છે કે "માણુસના મનની કલ્પના તેના બાળપણથી ભુંડી છે."

---

## અધ્યાય ત્રીજો.

### ખ્રીસ્તીઓને જે માણુસો ખ્રીસ્તી નથી તેમના કરતાં ઈશ્વર પર પ્રેમ કરવામાં શા હેતુ હોય છે?

વિશ્વાસી ખ્રીસ્તી જનો વધસ્તંભે જડાએલા ઇસુ ખ્રીસ્તની તેમને જે જરૂર છે તે સારી રીતે જાણે છે; પણ ઇસુને તેમને માટે પ્રેમ છે એવું તેઓ કબુલ કરે છે અને તે પ્રેમની સ્તુતિ કરે છે, છતાં તેની આવી કૃપા-ભાવથી ભરેલી અને મહાન પ્રીતિના બદલામાં આપવાને તેમની પાસે પોતા સિવાય બીજું કશું નથી એ વાતથી તેમને મુંઝવણ થતી નથી. તેમના પર આટલો બધો અને આવી રીતે માત્ર કૃપા તરીકે પ્રેમ કરવામાં આવે છે તે વાતથી તેમનો પ્રેમ ઉત્તેજિત થાય છે; કારણકે જેના પર થોડો પ્રેમ કરવામાં આવે છે તે થોડો પ્રેમ કરે છે. જેવી રીતે પ્રેમની વેદના ખ્રીસ્તી મંડળીને થાય છે તેવી રીતે યહુદીઓને તેમ અન્ય ધર્મવાળાને થતી નથી. સુલેમાનના ગીતમાં પ્રેમપીડિત કન્યા કહે છે કે "મને દરાખોથી ટકાવી રાખો; સફરજનથી મને હોશમાં લાવો, કેમકે હું પ્રેમપીડિત છું." આ તો મંડળી વિષે સમજવું. પેલી કન્યા સુલેમાનને જે તાજ તેની માએ

તેને માથે મૂક્યો હતો તે પહેરેલો જુએ. તેમજ મંડળી પિતાના એકાકી-જનિત પુત્રને વધસ્તંભના ભારથી દબાએલો જુએ છે; મહાપ્રતાપી દેવને મારથી ખરડાએલો અને થુંકથી મલિન થએલો જુએ છે; જીવન અને મહિમાના સૃષ્ટાને ખીલા ઉપર લટકેલો, ભાલાથી ભોંકાએલો અને ગાળો ખાતો અને પોતાના મિત્રો માટે પોતાનો વહાલો પ્રાણ આપતો જુએ છે. આ ઉપર સ્થિર નજરથી જોઇ રહીને તેણીને પોતાના હૃદયમાં પ્રેમની તલવાર ભોંકાતી લાગે છે, અને તે પોકાર કરે છે કે, મને દરાખોથી ટકાવી રાખો, સફરજનથી મને હોશમાં લાવો, કારણ કે હું પ્રેમપીડિત છું. વધુ પોતાના વહાલાના બાગમાં આવીને જીવનના વૃક્ષ ઉપરથી જે દાડમ ઘણી ખુશીથી ઉતારે છે તેનો સ્વાદ સ્વર્ગના અન્ન જેવો એને તેનો રંગ ખ્રીસ્તના લોહી જેવો છે. તે મૃત્યુને પ્રાણઘાતક માર પામેલો અને મૃત્યુના સ્વામી શેતાનને પોતાના નેતાના જયોત્સવમાં વધારો કરતો જુએ છે. તેણી વિજેતાને નર્કથી પૃથ્વી ઉપર અને પૃથ્વીથી સ્વર્ગ ઉપર, ઉદ્ધાર પામેલા જીવાત્માઓ-સહિત, મહિમામાં ઉંચો ચઢતો જુએ છે, એ માટે કે "સ્વર્ગમાંનાં તથા પૃથ્વી પરનાં તથા પૃથ્વી તળેનાં સર્વ, ઇસુને નામે ઘુંટણ ટેકવે." પુરાણા શાપથી પૃથ્વી માત્ર કાંટા અને ઝાંખરાં ઉત્પન્ન કરવા નિર્માઇ હતી, પણ વધુ તેને હવે દિવ્ય આશીર્વાદથી નવજીવન પામીને ફુલથી આચ્છાદિત થવાને આમંત્રે છે; અને "મારૂં હૃદય આનંદમાં છે, અને મારો આત્મા હર્ષ પામે છે," એ શબ્દો યાદ કરીને, તે પોતાનું સામર્થ્ય વધસ્તંભના ઝાડના ફળથી અને પુનરૂત્થાનનાં ફૂલ, જેની દિવ્ય સુગંધ વહાલાની પધરા-મણીને આકર્ષે છે, તેથી તાજું કરે છે, પછી તે ઉદ્દ્ગાર કાઢે છે કે. "અહો! મારી વ્હાલી, તું સુંદર અને રમણીય છે." તે તેના આવવાને માટે પોતાની ઇચ્છા, અને તેની આશાઓ શા ઉપર રચાએલી છે તે બતાવે છે. એ આશા પોતાની પૂર્ણતા ઉપર તો નહિ, પણ જે ક્ષેત્રને પ્રભુએ આશીર્વાદ આપ્યો છે તેમાંથી ભેગાં કરેલાં ફૂલની મધુરતા ઉપર સ્થિર થએલી છે; કારણકે એ ફૂલ ખ્રીસ્ત જેણે નાઝારેથમાં જન્મ લેવાનું અને ઉછેરાવાનું પસંદ કર્યું તેને પ્રિય છે. હૃદયરૂપી શયનગૃહ ફળથી સુશોભિત કરેલું ને ફૂલથી સુવાસિત કરેલું હોય ત્યારે તેની સુગંધથી આકર્ષાઇને તેમાં પ્રવેશ કરવો દિવ્ય સ્વામીને બહુ ગમે છે. હા, તે ઉત્સાહપૂર્વક આવે છે અને તેને

જે આત્માઓ ધ્યાનપરાયણ અને તેના દુઃખભોગનું ફળ અને તેના પુનરુત્થાનરૂપી મહિમાવાન ફુલ ભેગાં કરવાને દૃઢ ચિત્તવાળા લાગે છે તેમાં વાસ કરવાને તે ખુશી થાય છે. તે મૂલ્યવાન વધસ્તંભ જે અપરાધ અને મૃત્યુના યુગોમાં પરિપક્વ થનો હતો, અને આ આખરના કાળમાં સંઘરી રાખવાને યોગ્ય થયો છે, તે તેના દુ:ખભોગના ફળનો પાક છે; પણ જે નવો વસંતકાળ પૃથ્વી ઉપર કૃપાએ આણ્યો છે તેનાં ફુલો પુનરૂત્થાનરૂપી પ્રકાશમાં ખીલી નીકળે છે. કાળને અંતે, જ્યારે સામુદાયિક પુનરૂત્થાન થશે ત્યારે ફળ મપાય નહિ એટલાં પુષ્કળ થશે; "કારણકે હવે શિયાળો પૂરો થયો છે, વરસાદ આવીને ચાલ્યો ગયો છે. અને આપણી ભૂમિમાં ફૂલ દેખાય છે." વધુ આ શબ્દથી એવું કહેવા માગે છે કે, જેણે "જુઓ, હું સર્વ વસ્તુઓ નવીન કરૂં છું," એવું કહીને સાર્વત્રિક વસંત ફરી લાવવા માટે જુની દુનિયાનો બરફ ભાંગી નાખ્યો છે તેની સાથે ઉન્હાળો પાછો આવ્યો છે. તેનું શરીર મૃત્યુમાં વાવવામાં આવ્યું હતું તે પુનરૂત્થાનમાં ખીલી નીકળ્યું છે, અને તેના સ્વરૂપની માફક આપણાં ક્ષેત્રો અને ખીણો જે આગળ સુકાં અને નગ્ન, અથવા બરફથી ઢંકાએલાં હતાં, તે ફરીથી જીવન અને તાજગી પામ્યાં છે.

આ ફૂલની નવિનતા, ફળની પૂર્ણતા અને આવી અત્યુત્કૃષ્ટ સુગંધ આવતી આ વાડીનું સૌંદર્ય, એ બધાં જેણે સર્વ વસ્તુઓ નવિન કરી છે તેના પિતાને પણ પ્રસન્ન છે; અને પોતાના પુત્રને આશીર્વાદ આપતાં તે કહે છે કે, "જુઓ, મારા પુત્રની સુગંધ ઇશ્વરે આશીર્વાદ આપેલા ફૂલથી ભરેલા કોઇ ક્ષેત્રની સુગંધ જેવી છે;" ખરેખર ક્ષેત્ર ફૂલથી ભરેલું છે, કારણ કે આપણે સહુએ તેની ભરપૂરીમાંથી પ્રાપ્ત કર્યું છે. પણ વધુ, તેને ફાવે ત્યારે, અહીં છુટથી આવી શકે છે, અને પોતાનું અંત:કરણરૂપી ગૃહ સુશોભિત કરાવવાને માટે ફૂલ અને ફળ ભેગાં કરી શકે છે, એટલે જ્યારે વર આવે ત્યારે તે તેના હૃદયની નાની શય્યામાંથી મધુરતમ સુવાસ નીકળતી અનુભવે. તેવી રીતે આપણે પણ જો એવું ઇચ્છતા હોઇએ કે ખ્રીસ્ત આપણી કને આવે અને આપણામાં વાસો કરે તો તેનાં મૃત્યુ અને પુનરૂત્થાનના વિચારથી અને તેમના વતી જે દયા અને સામર્થ્યની તેણે આપણને ખાત્રી આપી છે તેના વિશ્વાસપૂર્વક ચિંતનથી આપણાં હૃદય ભરી દેવાં જોઇએ. દાઉદે જ્યારે કહ્યું કે, "મેં બે વાત સાંભળી છે: એક એ છે કે સામર્થ્ય ઇશ્વરનુંજ છે,

અને બીજી એ કે, ઓ પ્રભુ, કૃપા તારીજ છે," ત્યારે તેના મનમાં આ હતું. અને ખ્રીસ્તે આ સંપૂર્ણ રીતે સિદ્ધ કરી બતાવ્યું છે; કારણ કે, આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે પોતાનો પ્રાણ આપીને તે આપણને નિર્દોષ ઠરાવવા માટે મૃત લોકમાંથી ઉઠયો, અને આપણા સાંત્વનને અર્થે તેણે પવિત્ર આત્મા મોકલ્યો, અને હવે પછી તે આપણું તારણ પૂર્ણ કરવા માટે પાછો આવશે. તેના મૃત્યુમાં તેની કૃપા વિષેની, અને તેના પુનરુત્થાનમાં તેના સામર્થ્ય વિષેની અને બાકીની બીજી વાતમાં એ બન્નેની આપણને ખાત્રી થાય છે.

જ્યારે વધુ સુવાસિત પુષ્પોથી ટકાવી રાખવાની અને સુગંધવાળાં ફળથી સામર્થ્યવાન થવાની વિનંતી કરે છે, ત્યારે તે એ માટે છે કે તેને બીક લાગે છે કે તેણીનો પ્રેમ ઠંડો પડી જાય કે મંદ પડે; પરંતુ તે પોતાના વ્હાલાના શયન-ગૃહમાં આવી નથી ત્યાં સુધીજ આવી ઉત્તેજક વસ્તુઓ શોધે છે. તે તે ગૃહમાં આવે છે ત્યારે તેને જે ચુંબનોને માટે તે તલપી રહી હતી તે વતી તે (વર) આચ્છાદિત કરી દેશે, અને તેણી એવો ઉદ્ગાર કાઢશે કે, "તેનો ડાબો હાથ મારા મસ્તક નીચે છે, અને તેનો જમણો હાથ મને આલિંગન કરી રહ્યો છે." ત્યારે તેને લાગશે કે જમણા હાથનું આલિંગન બીજા સર્વ પ્રકારના માધુર્યથી ઘણુંજ અધિક છે, અને એ પણ લાગશે કે ડાબા હાથનું આલિંગન, જે વતી તેણે તેના આગમનના પ્રથમ દિવસોમાં તેને લાડ લડાવ્યાં હતાં, તે આની સાથે સરખાવી શકાય તેમ નથી. ત્યારે તે સમજશે કે "દેહથી કંઈ લાભ નથી, આત્મા સજીવ કરે છે," ત્યારે "તેઓ મધ, હા, મધુકોષનાં ટીપાં કરતાં તેઓ મીઠાં છે," આવાં વચનની સમજ તેણીને બરાબર પડશે. જો એમ લખાયું છે કે, "મારૂં સ્મરણ સર્વકાળની પેઢીઓ માટે છે," તો તે એવું બતાવવા માટે છે કે ઇશ્વરના જે મનોજીત આત્માઓને વરના પ્રત્યક્ષપણાથી હજુ સુધી સંતોષ થયો નથી. તેમને અત્યારના કાળમાં તેમના સાંત્વનને અર્થે તેનું પ્રતિ-રૂપ તો પ્રાપ્ત થયું છેજ. "તેઓ તારા અખૂટ માધુર્યનું સ્મરણ પ્રગટ કરશે" એમ જે લખાયું છે તે તેમના વિષે છે કે જેમના સંબંધમાં ગીતશાસ્ત્રકારે આગળ એમ કહ્યું હતું કે, "પેઢી દર પેઢી તારી કૃતિઓની સ્તુતિ કરશે." પૃથ્વી ઉપરનું વરનું માત્ર સ્મરણ છે; સ્વર્ગમાં તેનું નિરંતર સાન્નિધ્ય છે. આમાં પહેલું, જે લોકો હજુ સુધી ભરદરિયે તોફાનમાં મથી રહ્યા છે, તેમાંનું સાંત્વન છે, અને બીજું, જે લોકો બંદરમાં આવી પહોંચ્યા છે, તેમનો મહિમા છે.

---

## અધ્યાય ચોથો.

ઇશ્વરચિંતનમાંથી સાંત્વન કોણ મેળવે છે, અને પ્રભુપ્રેમને માટે કોણ લાયક છે?

જે લોકોને ઇશ્વરચિંતનથી સાંત્વન પ્રાપ્ત થાય છે તેમને માટે વિચાર કરવો યોગ્ય છે. જે પતિત લોકો ઇશ્વરને નિરંતર કોપાયમાન કરે છે, અને જેમને માટે એમ કહેવામાં આવ્યું છે કે, "ઓ ધનવાન, તમને હાય હાય છે, કારણ કે તમને તમારૂં સાંત્વન મળ્યું છે." પણ જે લોકો ખરેખર કહી શકે છે કે "મારો આત્મા તારે સારૂ તલ્પે છે," તેજ લોકોને માટે આ વિચાર કરવા જેવો છે. જેમણે પ્રભુના સાન્નિધ્યનો આનંદ હજુ સુધી અનુભવ્યો નથી, પણ ઉપરની વાતો પ્રતિ પોતાની દૃષ્ટિ સ્થિર કરે છે તે યોગ્ય છે; અને જે લોકો ક્ષણિક સુખના ઝરણમાંથી જરા પણ પાન કરવાને તિરસ્કાર કરે છે તેઓ શાશ્વત આનંદનો ઘણો ઉપયોગ કરે એ પણ યોગ્ય છે. આ લોકો એવા છે કે જેઓ "યાકૂબના દેવ પ્રભુનું દર્શન શોધે છે." વળી જે લોકો ઈશ્વર માટે નિશ્વાસ નાખે છે અને પોતાના પ્રત્યેક શ્વાસથી તેનું સાન્નિધ્ય મેળવવાને આતુર હોય છે તેમને ઇશ્વરનું ચિંતન મધુર લાગે છે, તેથી તેને માટેની તેમની એ ભૂખ દિવસે દિવસે ઘટવાને બદલે વધે છે. જે ભૂખ્યો છે તે એ ભૂખને લીધે બોલે છે કે તારા મહિમાનું મને પ્રત્યક્ષ સાન્નિધ્ય થશે, તોજ હું સંતોષ પામીશ. જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ લાગી છે તેઓ અત્યારે પણ સુખી છે, કેમકે માત્ર તેઓજ તૃપ્ત થશે. હે દુષ્ટ જાતિઓ, તમને અફસોસ છે! ઓ મૂઢ અને ગમાર લોકો, જેમને ઇશ્વરનું ચિંતન પ્યારૂં લાગતું નથી, તેમને અફસોસ છે! કેમકે તમે પારધીની જાળમાંથી બચી શકશો નહિ, કારણકે જે ધનવાન થાય છે, તે શેતાનની જાળમાં ફસાય છે; તેને માટે એક એવો દિવસ આવે છે કે જેમાં તેને કહેવામાં આવશે કે, "હે અધર્મીઓ, મારી આગળથી જઇને સર્વકાળના અગ્નિમાં પડી રહો," એ ભયંકર અને દુઃખકારક દંડવચન સાંભળ્યા વગર તેઓ રહેવાના નથી. આપણે મંડળીને દુ:ખભોગના સ્મરણાર્થે રોજ યાદ કરતી વખતે વચન સાંભળીએ છીએ તે કેવું મધુર અને કોમળ છે; "જે મારૂં માંસ ખાય છે અને મારા લોહીનું પાન કરે છે તે અનંતજીવન પામે છે." એનો અર્થ એવો છે કે, જે કોઇ મારા મૃત્યુને માન આપે છે, અને મારી પાછળ ચાલીને સંસારાનુરાગની ભુંડી વાસનાનું દમન કરે છે, તે અનંતજીવન મેળ-

વશે; એટલે જે કોઇ મારી પેઠે દુ:ખ ખમશે, તે મારી સાથે રાજ પણ કરશે. એમ છતાં, આજે પણ એવા ઘણા માણસો છે કે જેઓ આ શબ્દો સાંભળીને પાછા હઠે છે, અને દુઃખમાંજ ચાલ્યા જાય છે. વળી જો કે તેઓ પોતાના મુખથી નહિ, તો પણ પોતાની વર્તણુકથી બતાવી આપે છે કે, " આ તો મુશ્કેલ વચન છે, એ કોણ સહન કરી શકે ?" જે લોકો પોતાના પવિત્ર હૃદયથી પ્રભુ પર વિશ્વાસ રાખવાને બદલે અનિશ્ચિત દ્રવ્ય ઉપર પ્રેમ કરવાનું વધારે પસંદ કરે છે તેઓ વધસ્તંભનું નામ સહન કરી શકતા નથી. દુ:ખનો વિચાર પણ તેમને અસહ્ય લાગે છે. તો પછી આ લોકો મહાન ન્યાયાધીશના આ દંડવચનનું પરિણામ કેવી રીતે સહન કરી શકશે કે, " અરે શાપિતો, તમે શેતાન અને તેના દૂતો માટે તૈયાર કરી રાખેલા સર્વ-કાળિક અગ્નિમાં જાઓ?" આ શબ્દો તેમને એક મોટા પત્થરની માફક કચરી નાખશે, પણ એજ શબ્દો પવિત્ર ભક્તોને પ્રભુનો આશીર્વાદ પ્રાપ્ત કરાવી આપશે. પ્રેરિતની માફક તેઓ " પ્રભુથી દૂર હોવ ત્યારે તેને પ્રસન્ન કરવા, અને સન્મુખ હોય ત્યારે તેને પ્રસન્ન કરવા" સિવાય બીજી કોઇ ઇચ્છા રાખતા નથી. આ ભક્તજનોને પણ તેમના કાર્યનું ફળ આ પ્રમાણે કહી બતાવવામાં આવશે: "હે મારા પિતાનો આશીર્વાદ પામેલા જનો, આવો, અને તમારે માટે તૈયાર કરેલું રાજ્ય લો." જેમણે પોતાનાં હૃદય પવિત્ર રાખ્યાં નથી તેમને એ પ્રસંગે એમ લાગશે કે ઇસુની આજ્ઞાઓ અને તેનું પ્રતિપાલન અતિ મધુર છે, તેનો બોજો અતિ સરળ અને હલકો છે, છતાં તેમણે તે બોજાને અસહ્ય અને કઠણ સમજીને પોતાના હૃદયની કઠણ-તાને લીધે પોતાના વર્તનમાં ઉતારવાને અહંકારથી ના પાડી હતી; પણ હવે તે પ્રમાણે આચરણ કરવાનો વખત વહી ગયો છે. અરે! બિચારા ગુલામો, આ દુનિયાના ધનને માટે મહેનત કરવી અને સાથે સાથે આપણા તારણહારની વડાઇ મારવી, એ અસંભવિત છે; પાર્થિવ વસ્તુઓની તૃષ્ણાને પોષવા માટે પ્રયત્ન કરવો અને સાથે સાથે આપણા પ્રભુના માધુર્યનો સ્વાદ ચાખવો એ બન્ને એકી વખતે બની શકતાં નથી. જેના ચિંતનથી તમને કદી આનંદ થયો નથી તેને, ખરેખર, તમે એક દિવસ બહુ ભયંકર જોશો.

પણ પ્રભુ પર વિશ્વાસ કરનાર માણસ પોતાના શુદ્ધ હૃદયથી ઇશ્વરનું સાન્નિધ્ય મેળવવા માટે આતુર રહે છે, અને હમેશાં પ્રભુનું ચિંતન કરે છે.

ભક્તમંડળીને જ્યાં સુધી પોતાના તારણનું પ્રત્યક્ષ દર્શન થતું નથી ત્યાં સુધી તે વધસ્તંભની અપકીર્તિમાં શરમાતી નથી પણ માન સમજે છે. તે ખ્રીસ્તને પ્રિય છે અને જે વસ્તુઓ ખ્રીસ્તે તેને આપી છે તેમાં સંતોષ માનીને આરામ અને નિરાંત ભોગવે છે. "ગીતોના ગીત"માં તેને હોલાની ઉપમા આપવામાં આવે છે (૧; ૧૫ ઇત્ય.). તેની બે પાંખો પવિત્રતા અને નિર્મળતા છે, તેના પ્રભુની નજરમાં તે રૂપા જેવી શ્વેત છે: વળી તે એવી આશા રાખે છે કે, આરસીની માફક પ્રભુના મહિમાનું સ્વરૂપ દર્શાવતાં પ્રભુના આત્માથી દિનપ્રતિદિન અધિકાધિક મહિમા ધારણ કરીને તેજ રૂપમાં રૂપાંતર પામશે ત્યારે તે આનંદથી ભરપુર થશે, અને પ્રભુના પવિત્ર ભક્તોના આનંદમાં પ્રભુની જ્યોતિના પ્રકાશથી વૃદ્ધિ થશે. માટે હવે તે યોગ્ય રીતે આનંદથી કહી શકે છે કે, "તેનો ડાબો હાથ મારા મસ્તક નીચે છે, અને તેનો જમણો હાથ મને આલિંગન કરશે." તેનો ડાબો હાથ તેના પ્રેમનું સ્મરણ છે કે જેના મહાત્મ્યની બરાબરી કોઇ કરી શકતું નથી, અને જે વતી તેણે પોતે જેના ઉપર પ્રેમ કર્યો હતો તેમને માટે પોતાનું જીવન અર્પ્યું છે. તેના જમણા હાથે પોતાનાં વહાલાંને આપવાનું વચન આપ્યું છે, તેઓ તેના દિવ્ય સાન્નિધ્યનો આનંદથી અનુભવ કરશે, અને જે સુખથી તે તેમને ભરપુર કરશે તે એજ હાથ છે. ગીતશાસ્ત્રમાં લખેલું છે કે "તારા જમણા હાથમાં અનંતકાળ સુધીનો આનંદ છે." તે માટે તેનો દિવ્ય જમણો હાથ જે દિવ્ય અને અચિંતનીય સુખ ઇશ્વરના દર્શનમાં રહ્યું છે તેનુ રૂપક છે. એજ પ્રમાણે ડાબો હાથ તેની અદ્‌ભુત પ્રીતિ વિષે મેં કહ્યું છે, અને જેને વિષે આપણે જેટલું ચિંતન કરીએ એટલું ઓછું છે, (કારણ કે આ હાથ એવું સ્થાન છે કે તે જ્યાં છે ત્યાંથી દુષ્ટતા દૂર થાય છે; તે માટે ખ્રીસ્તની મંડળી તેના પર પોતાનું મસ્તક મૂકે છે અને વિરામે છે). તેના મસ્તકનો અર્થ આપણે તેના આત્માનો સંકલ્પ લઇ શકીએ છીએ; આ તે પોતાના પ્રિયતમ પ્રભુના હસ્ત ઉપર ટેકવે છે એ માટે કે તેથી તેણી પોતાની દુર્બળતાને લઇને માત્ર પાર્થિવ વસ્તુઓના મોહમાં પડી જાય નહિ, કારણ કે દેહનો પાર્થિવ અને નાશવંત ભાર આત્મા ઉપર બહુ દબાણ કરે છે, અને જે પ્રેમ નિ:સીમ અને પૂર્ણ સિદ્ધ થયો છે, જે મૃદુતા અને માધુર્ય એવાં આગ્રહી અને સર્વોત્કૃષ્ટ છે અને જે માન એવું અતર્ક્ય છે, અને જે

બધાને માટે તે બિલકુલ દાવો કરી શકતી નથી, તેનું એટલે તેની અપાર દયાનું ચિંતન તે કરે તો તેને જે ઉચ્ચ વિચાર આવ્યા વગર રહે નહિ, તેમાંથી તે તેને નીચે પાડે છે. આ બધાનો વિચાર વધારે અને વધારે જે કોઇના મનમાં થાય છે તે સર્વે પ્રકારના અયોગ્ય હેતુને દૂર કરે છે, અને એવો ત્યાગ કર્યા વિના બધો ઉંચી જાતનો આનંદ ભોગવી શકાતો નથી. તેમનું માધુર્ય, અપૂર્ણ સુગંધની માફક, તેને (આત્માને) આકર્ષે છે; તે પોતાનાં પગલાં ઉલ્લાસથી ભરે છે અને તેનું હૃદય પ્રેમથી જ્વલંત બની રહ્યું છે. તેના ઉપર આટલી બધી આર્દ્રતાથી પ્રેમ કરવામાં આવે છે એ ભાનથી, પ્રેમ તેનું જીવનજ બને છે છતાં, પોતે મંદ છે એમ તેને લાગે છે. તો જે પ્રેમ આટલે બધે ઉંચેથી આવે છે અને જે આવો અદ્દ્ભુત છે તે પ્રેમના બદલામાં, પોતે જે ક્ષુદ્ર ધૂળની કણિકા સમાન છે તે કૃતજ્ઞતા અને પ્રેમમાં ડુબી જાય, તો, એ શું મોટી વાત છે? શું રાજરાજેશ્વરે પહેલાં પ્રેમ નથી કર્યો? શું એ પ્રેમ તેનો ઉદ્ધાર કરવાના કાર્યમાંજ પૂર્ણ રીતે પરાયણ હોય એવી રીતે પ્રગટ થયો નથી? કારણ કે "ઇશ્વરે જગત ઉપર એટલો બધો પ્રેમ કર્યો કે તેણે પોતાના એકાકીજનિત પુત્રને આપ્યો." આ ઇશ્વરપિતાના સંબંધમાં સ્પષ્ટ રીતે લખાયું છે, અને વળી, "તેણે પોતાનો જીવ મૃત્યુને સોંપ્યો છે;" આ પુત્રના સંબંધમાં કહેવાયું છે, અને પવિત્ર આત્માના સંબંધમાં આપણે વાંચીએ છીએ કે "જે સંબોધક મારા પિતા તમને મારા નામમાં આપશે તે તમને સર્વ શિખવશે, અને જે બધું મેં તમને કહ્યું છે તેનું તમને સ્મરણ કરાવશે." આથી આપણે જાણીએ છીએ કે ઇશ્વર આપણા પર પ્રેમ કરે છે અને પોતાના પૂર્ણ દિલથી પ્રેમ કરે છે; કારણ કે મંગળમય ત્રીએક દેવ જે એક અખંડ અનંત જ્ઞાનાતીત પરમેશ્વર છે તે આપણા ઉપર પૂર્ણપણે પ્રેમ કરે છે.

---

## અધ્યાય પાંચમો.

### ઈશ્વર પર પ્રેમ રાખવા વિષે. ખાસ ખ્રીસ્તીઓને માટે.

આગળ જે બધું કહેવામાં આવ્યું છે, તે ઉપરથી ખુલ્લી રીતે સાબીત થાય છે કે, ઇશ્વર પર પ્રેમ રાખવાની આપણી ફરજ છે, અને આપણા પ્રેમ ઉપર તેનો હક છે. પણ નાસ્તિકને આ વાત કેવી રીતે લાગુ પડે છે?

તે ખ્રીસ્ત પ્રભુને જાણતો નથી, તેથી તે પિતા અને પવિત્ર આત્મા વિષે પણ કાંઇ જાણતો નથી. તે પુત્રને કશો મહિમા આપતો નથી. તેથી જે પિતાએ તેને મોકલેલો છે, અને પવિત્ર આત્મા, જે બન્નેએ આપેલી બક્ષીસ છે, તેમને પણ કાંઇ મહત્ત્વ આપતો નથી. ખ્રીસ્તીઓ કરતાં તે ઇશ્વરને ઓછું ઓળખે છે, તેથી તે તેના પર ઓછો પ્રેમ રાખે તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. તોપણ તે એક વાત બરાબર માને છે કે જેણે તેને સરજ્યો છે, તે પોતાના સરજનહારનો સર્વ પ્રકારે ઋણી છે. પણ મારા સંબંધમાં શું? કેમકે હું અજ્ઞાન છું એમ કહીને હું છુટી શકતો નથી; હું જાણું છું કે મારી કોઇ પણ પ્રકારની યોગ્યતા વિના ઇશ્વરે મને સરજ્યો છે, તે મારી સઘળી જરૂરીઆતો પૂરી પાડે છે, મારા પર દયા લાવીને મારૂં સાંત્વન કરે છે, અને ખાસ કાળજીથી મારૂં જતન કરે છે. એટલુંજ નહિ પણ હું જાણું છું કે એ સર્વ ઉપરાંત તે મારો ઉદ્ધારક, મારા શાશ્વત તારણનો અધિષ્ઠાતા, મારૂં ધન અને મારૂં ગૌરવ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, "તેના હાથમાં પૂર્ણ ઉદ્ધાર છે," "તે પોતાના લોહીથી શાશ્વત તારણ મેળવીને પરમપવિત્રસ્થાનમાં એકજ વાર ગયો." તે આપણને સહીસલામત રાખે છે. જેમ શાસ્ત્રમાં લખેલું છે તેમ "ઇશ્વર પોતાના ભક્તોના દિવસો જાણે છે, તેથી તેમનો વારસો સર્વકાળ રહેશે." તે આપણને ધનવાન કરે છે, અને તેના સંબંધમાં તેણે કહ્યું છે કે, "દાબીને, હલાવીને અને ઉભરાતું ખરૂં માપ તેઓ તમારા ખોળામાં ઠાલવી દેશે," વળી બીજે ઠેકાણે એમ કહ્યું છે કે "હે ઇશ્વર, જે લોકો તારી વાટ જુએ છે, તેમને માટે જે વસ્તુઓ તેં તૈયાર કરી છે, તે કોઇએ પણ નજરે દીઠી નથી." તે આપણને ભરપૂર વિજય આપે છે, અને તેના સંબંધમાં પ્રેરિત કહે છે કે, "આપણા તારક ઇસુ ખ્રીસ્ત, જેનું પોતાનું શરીર મહિમાથી પૂર્ણ છે, તે આપણા હાલના મલિન અને ક્ષુદ્ર શરીરને બદલીને તેના પોતાના શરીર જેવું કરશે, તેની આપણે રાહ જોઇએ છીએ." વળી તે કહે છે કે, "જે ગૌરવ આપણામાં પ્રગટ કરવામાં આવશે, તેની સાથે હાલનાં દુ:ખો સરખાવવા યોગ્ય નથી." આ દુનિયાનાં દુ:ખનો હાલનો સમય ઘણો ક્ષણિક અને અસ્થિર છે. આપણને (જો દૃશ્ય વસ્તુઓનો તિરસ્કાર કરીને અદૃશ્ય વસ્તુઓ ઉપર આપણી દૃષ્ટિ સ્થિર કરીએ તો) શાશ્વત અને અનુપમ ગૌરવ આપે છે.

આ બધાને માટે મારે ઇશ્વરને શું પાછું આપવું? જેની પાસેથી મને સર્વસ્વ પ્રાપ્ત થયું છે, તેને ચાહવામાં મારૂં સમગ્ર જીવન સમર્પણ કરવાને બુદ્ધિથી અને કુદરતી નિયમથી હું બંધાએલો છું; હું જે કાંઇ છું તે બધું તેની ઉદારતાને લીધેજ છે, એટલુંજ નહિ પણ તે ઉપરાંત તેણે પોતાનું જીવન દાન કર્યું છે, એ વાત હું જેમ જેમ સમજતો જાઉં છું, તેમ તેમ મારા પોતાના કરતાં તેના પર અધિક પ્રેમ કરવાને હું બંધાયો છું, એ વાત શ્રદ્ધાથી મને ખુલ્લી સમજાય છે. પણ આપણે એ વિચાર કરવો જોઇએ કે ખ્રીસ્તી ધર્મનો જમાનો આવ્યો, ત્યારે ઇશ્વર મનુષ્યદેહ ધરીને વધસ્તંભ ઉપર મૃત્યુ પામ્યો, અદ્રશ્ય લોકમાં ઉતર્યો; પછી પિતા પાસે પાછો ઉંચે ચઢયો. આપણે માટે તેનો પૂર્ણ પ્રેમ પ્રકાશિત થયો હતો, તે પહેલાં ઘણા વખત પર પૂર્ણ અંતઃકરણથી, આત્માથી, અને સામર્થ્યથી પોતાના પ્રભુ ઉપર પ્રેમ રાખવાની મનુષ્યને આજ્ઞા કરવામાં આવી હતી. એટલે બુદ્ધિ અને ઇચ્છાશક્તિ જેને બક્ષેલાં છે, એવા જીવે પોતાનાથી બની શકે તેટલા પ્રેમથી ઇશ્વરને ચહાવો, એમ ફરમાવવામાં આવ્યું હતું. જે કૃતિ અને દાન ઇશ્વરનાં પોતાનાં છે તે પાછાં લેવાનો તેનો દાવો અન્યાય ભરેલો કહેવાય? પ્રેમ પણ કરવાની શક્તિવાળી જે કૃતિ ઇશ્વરે સરજી હોય, તો તેણે પોતાની કૃતિથી ઇશ્વરને નહિ ચહાવો જોઇએ? અને તેનામાં જે કાંઇ શક્તિ છે તે ઇશ્વર તરફથીજ પ્રાપ્ત થએલી છે; તો પછી તે બધી શક્તિ વડે તેણે તેના પર પ્રેમ ન કરવો જોઇએ? વળી આ વાતનો પણ વિચાર કરો કે મનુષ્યને પોતાના કંઇ પણ આગળના હક સિવાય શૂન્યમાંથી ઉત્પન્ન કર્યો છે, એટલુંજ નહિ પણ તેને સરજીને ઉચ્ચ દરજ્જે ચઢાવેલો છે. આ ઉપરથી આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે આપણે તેના પર સંપૂર્ણ પ્રેમ કરવો તે આપણું કર્તવ્ય છે, અને આપણા પ્રેમ પર તેનો હક છે. વળી જ્યારે મનુષ્ય અધોગતિ પામીને, નાશવંત પશુ જેવો થઇ ગયો હતો, ત્યારે તેને પોતાના અસલ સ્થાન પર પાછો લાવવાને, અને તેનો ઉદ્ધાર કરવાને ઇશ્વર શું વચ્ચે પડયો નહોતો? તેમાં ઇશ્વરની આશ્ચર્યકારક ભલમનસાઇ તથા દયા જણાતી નથી? કારણ કે પાપથી પતિત થઇને આપણે પોતાની સરજતના દરજ્જાથી નીચા પડયા હતા, અને બુદ્ધિના પ્રકાશ વગરના ઘાસ ખાતા બળદ જેવા પશુ થયા હતા. હવે જો મારા સરજનહારને સમર્પિત થઇ જવાને માટે હું સંપૂર્ણ ઋણી છું.

તો પછી મારા ઉદ્ધારકનો, અને તે પણ આવા ઉદ્ધારકનો શું હું ઋણી નથી? ઉદ્ધાર કરવો તે કરતાં ઉત્પન્ન કરવાનું કામ તો ઘણું સહેલું હતું, કારણ કે ઇશ્વરને તો માત્ર શબ્દજ બોલવાનો હતો, અને સર્વ કાંઇ ઉત્પન્ન થયું; પણ એક શબ્દથી જે ઉત્પન્ન થયું હતું તેની અધોગતિ દૂર કરવાને માટે તેને કેટલાં બધાં આશ્ચર્યકારક કાર્યો કરવાં પડયાં હતાં! અને કેવાં કેવાં ઘાતકી કૃત્યો, અરે એટલુંજ નહિ પણ અપમાન સુદ્ધાં, સહન કરવાં પડયાં હતાં!

આટલા માટે જે પ્રભુએ મારે માટે આ બધું કર્યું છે, તેના બદલામાં મારે તેને શું અર્પણ કરવું? મને ઉત્પન્ન કરીને તેણે મને સર્વસ્વ આપ્યું. પણ જ્યારે તેણે તેનું પોતાનું પ્રાણદાન મને આપ્યું, ત્યારે તેણે એમ કરવાથી મને અસલ પવિત્ર તથા સુખી સ્થિતિમાં આણ્યો. પહેલાં જીવન, અને પછી પુનર્જીવનનું દાન તેની પાસેથી મળેલું હોવાથી હું તેનો બમણો ઋણી થયો. પણ ઇશ્વરના પોતાના પ્રાણદાનના બદલામાં મારે તેને શું અર્પણ કરવું જોઇએ? જો હું મારૂં સર્વસ્વ હજારવાર ફરી ફરીને તેને અર્પણ કરૂં, તોપણ ઇશ્વરની દયાળુ કૃતિની સાથે સરખાવતાં તેનો શો હિસાબ!

---

## અધ્યાય છઠો.

### આગલા વિવેચનનો સારાંશ.

એ વાતનો સ્વીકાર કરો કે ઇશ્વર ઘણા પ્રેમને પાત્ર છે, અથવા એમ કહીએ તો ચાલે કે આપણે તેના પર અમાપ પ્રેમ કરવો જોઇએ. પ્રથમ પ્રેમ કરનાર તે હતો; તે તો મહાન છે, અને આપણે તો અતિ ક્ષુદ્ર છીએ. આપણે ગમે તેવા હોઇએ પણ આપણા તરફની કોઇ પણ પ્રકારની યોગ્યતા સિવાય તે આપણને અત્યંત ચાહે છે. આજ કારણથી આપણે તેના પર અમાપ પ્રેમ રાખવો જોઇએ. આપણા પ્રેમનું ધ્યેય ઇશ્વર છે; તે અપાર હોવાથી આપણે તેના પર કેટલો પ્રેમ કરવો જોઇએ, તે આપણે કેવી રીતે તોળી શકીએ, કે માપી પણ શકીએ? વળી આપણો પ્રેમ તે કાંઇ રાજીખુશીથી કરેલી ભેટ નથી. એ તો દેવું વાળવાનું કામ છે. વળી એ ઉપરાંત "હું છું" શાશ્વત અનંત દિવ્ય પ્રેમ ઇશ્વર છે, જેના મહત્ત્વનો પાર નથી, કે જેના ડહાપણની મર્યાદાજ નથી, અને જે શાંતિ "સર્વ સમજશક્તિથી અધિક છે." હું કહું છું કે, આવો જે ઇશ્વર છે તે આપણને ચાહે છે, તો

આપણે તેના પર આટલો પ્રેમ રાખીશું અને તેથી વિશેષ નહિ એમ આપણાથી શું કહી શકાય? "હે પ્રભુ, હું તને ચાહીશ; તું મારૂં સામર્થ્ય, મારૂં રક્ષણ, મારો આધાર અને મારૂં તારણ છે. મારા આત્માને જેની જેની જરૂર છે અને મારૂં હૃદય જે જે ઇચ્છે છે તે સઘળું તુંજ છે. હે મારા પ્રભુ! અને મારી સહાય! હું મારા સર્વ સામર્થ્યથી તારા પર પ્રેમ રાખીશ, તું જેટલા પ્રેમને પાત્ર છે, તેટલાજ પ્રેમથી તો નહિ, પણ મારી ક્ષુદ્ર શક્તિ પ્રમાણે તારા પર પ્રેમ રાખીશ. જ્યારે તું મને પ્રેમ કરવાની અધિક શક્તિ આપશે ત્યારે હું તારા પર અધિક પ્રેમ રાખીશ, પણ મારે તારા પર જેટલો પ્રેમ રાખવો જોઇએ તેટલો તો હું કદી પણ કરી શકીશ નહિ. મારી મૂર્ખાઇ અને મારી દુર્બળતા તારી દૃષ્ટિમાં છે, પણ હું જાણું છું કે, જેઓ પોતાનાથી બનતું કરે છે, જો કે તે પુરતું ન હોય તોપણ, એવા સઘળાનાં નામ, તું તારા જીવનના પુસ્તકમાં લખે છે. ઇશ્વર પર કેવી રીતે પ્રેમ કરવો જોઇએ, અને તેને કઇ કઇ બક્ષીસોથી આપણા પ્રેમને પાત્ર થયો છે, તે સાબીત કરવાને મેં જોઇએ તેટલું કહ્યું નથી? હું તો તેની બક્ષીસોનું માત્ર સૂચન કરૂં છું, કારણકે તેમની ઉત્તમતાને શબ્દથી કોણ વર્ણવી શકે, કોણ સમજી શકે, કોણ અનુભવી શકે?

---

## અધ્યાય સાતમો.

પ્રભુપ્રેમનું ફળ અને લાભ; મનુષ્યનું હૃદય પાર્થિવ વસ્તુઓથી તૃપ્ત થતું નથી તે વિષે.

હવે ઇશ્વર પર પ્રેમ રાખવાથી આપણને જે લાભ થાય છે તેનો આપણે વિચાર કરીએ. આપણે એ લાભને ગમે તેવી અપૂર્ણ રીતે જાણીએ પણ તેના પ્રત્યે અંધ રહેવા કરતાં તેને તેવી રીતે જાણવો તે વધારે સારૂં છે. આપણા પ્રેમ ઉપર ઇશ્વરનો જે હક છે તે વિષે (જો કે તેની યોગ્યતાના પ્રમાણમાં તો નહિ પણ આપણાથી બની શકે તેવી રીતે) આપણે કંઇક કહી ગયા છીએ. હવે તેના ઉપરના આપણા પ્રેમનું ફળ તેણે જોડી રાખેલું છે તેનો આપણે વિચાર કરીએ; કેમકે જ્યારે આપણે કોઇ પણ પ્રકારના ફળની આશા રાખ્યા વગર ઇશ્વર પર પ્રેમ કરવો જોઇએ, ત્યારે તેના પર પ્રેમ કરવા માટે આપણને ફળ તો મળવાનું છેજ. જો કે ખરી ઉદારતા પોતાનો સ્વાર્થ શોધતી નથી તો પણ તેનું પ્રતિફળ મળ્યા વગર રહેતું નથી. પ્રેમ તે કંઇ કરાર નથી; તે તો આત્માનું આવિષ્કરણ

છે, એ કાંઇ લોકસંમતિનું પરિણામ નથી, તેમ કંઇ સરત કર્યાંથી થતો લાભ નથી; એ પ્રેરણા તો સ્વયંભુ–કુદરતી છે–અને તે આપણને પોતાના જેવા કરે છે; વળી સાચો પ્રેમ પ્રેમની ખાતરજ હોય છે. તેનું ફળ તેના પ્રિયતમમાંજ રહેલું હોય છે, કારણ કે આપણે જે વસ્તુ ઉપર પ્રેમ કરતા દેખાઇએ છીએ, પણ જો આપણું લક્ષ બીજી ચીજ પર હોય, તો આપણે ખરી રીતે આ બીજી વસ્તુનેજ ચાહીએ છીએ, અને જે વસ્તુને આપણું હૃદય પ્રાપ્ત કરવા ઇચ્છતું જણાય છે તે વસ્તુને આપણે ચાહતા નથી. પ્રેરિત પાઉલે સુવાર્તાનો પ્રચાર પોતાના ગુજરાનને અર્થે કર્યો નહોતો પણ જે અન્નથી તે જીવતો રહ્યો હતો તેથી તે સુવાર્તા પ્રગટ કરવાને શક્તિવાન થયો હતો. તે જે વસ્તુને ચાહતો હતો તે અન્ન નહિ પણ સુવાર્તા હતી. સાચો પ્રેમ કંઇ પણ ફળ શોધતો નથી, પણ તે હરેક જણને ફળ મેળવવાને પાત્ર બનાવે છે; એ વાત તો ઘણી ચોક્કસ છે કે પ્રેમને માટે મૂલ્ય આપવાનું કોઇ કહેતું નથી, જો કે તે બદલાને લાયક ચીજ છે એમ નથી, પણ તે તેને મળે છેજ. ક્ષુદ્ર વસ્તુના સંબંધમાં જે લોકો ફળની આશાથી ઉત્તેજીત થાય છે તેઓ કોણ છે? તેઓ મંદ અને પ્રેમશૂન્ય છે. જેઓ સેવાનું કાર્ય માથે લેવાને અતિ ઉત્સુક છે તેમને બદલો આપી કામ કરવાને માટે સમજાવવાનું કદિ કોઇના મનમાંએ આવે ખરૂં? કોઇ ભુખે મરતા માણસને ખાવાના કાર્યમાં લગાડવાને માટે, કે કોમળ હૃદયની માતાને પોતાના બાળકને ધવરાવવા માટે, કે કોઈ માળીને પોતાનાં ફૂલ કે ફળઝાડોનું રક્ષણ કરવા માટે, કે કોઇ ઘરધણીને પોતાનું પડી ભાંગેલું ઘર પાછું બાંધવા માટે પૈસા આપવાની કાંઇએ જરૂર પડતી નથી. તો પછી જે કોઇ ઇશ્વરને ચાહે છે તેને પોતે ઇશ્વર સિવાય બદલાના બીજા કોઇ પણ વચનથી ઉત્તેજન આપવાની તેથીએ ઘણી ઓછી જરૂર છે; જો એમ ન હોય તો, આ માણસ ઇશ્વરને નહિ પણ તે બદલાને ચાહે છે એમ સમજવું.

કોઈ પણ બુદ્ધિમાન જીવને એટલે મનુષ્યને પોતાની વિચાર કરવાની ખાસ રીત પ્રમાણે એવી ઇચ્છા થાય છે કે, પોતાની પાસે જે કાંઈ હોય તેના કરતાં જે કાંઇ વિશેષ સારૂં લાગે તે પ્રાપ્ત કરવું, તો એ ઇચ્છા સ્વાભાવિક છે; જે ગુણને તે પસંદ કરે છે તે તે સારી ગણેલી વસ્તુમાં ન હોય તો તેથી તેને જરા પણ સંતોષ થતો નથી. જો તે સૌંદર્યને ચાહતો હશે તો તેને જે કાંઇ

સૌથી વધારે સુંદર દેખાય છે તેનીજ તે ઇચ્છા કરશે. તેની પાસે કોઇ અતિ મૂલ્યવાન જવાહીર હોય અને તે વિષે તે ફુલ્લાસ મારતો હોય, તો તે તેથી અધિક ઉંચું જવાહીર મેળવવાની ઇચ્છા કરશે, અને તેની પાસે ગમે તેટલી સમૃદ્ધિ હોય તોપણ તેથી વિશેષ મેળવવાને ઇચ્છા કરવાનો તેનો સ્વભાવ છે. કોઇ માણસ ઘણી મોટી મિલ્કત અને દોલતનો ધણી હોય છે તે છતાં બીજી જમીન વેચાતી લે છે, અને પોતાની મિલ્કત વધારવામાંજ સંતોષ માને છે, એવું શું આપણે રોજ જોતા નથી? જે લોકો મોટા મહેલોમાં રહે છે તેઓ શું હમેશાં નવા મહેલો બાંધવાની ઇચ્છા કરતા નથી? અથવા પોતાના મહેલોમાં કંઇ ને કંઇ ફેરફાર કરતા નથી? તેમજ ઉચ્ચ પદવી ઉપર ચઢેલા માણસો નિરંતર ઉચ્ચતર પદવી પર ચઢવાને શું ઇચ્છા અને પ્રયત્ન કરતા નથી? અને તેમની મહત્ત્વાકાંક્ષા શું દિવસે દિવસે અતૃપ્ત થતી જતી નથી? આ પ્રકારના અસંતોષને મર્યાદા નથી, કારણ કે આવી સર્વ વાતમાં કેવળ ઉત્તમ અને ઉચ્ચ લક્ષ્યબિંદુએ પહોંચવું તે અશક્ય છે. પણ જ્યાં સુધી કોઇ માણસ પોતાની આગળ કાંઇ વધારે મહાન અને પૂર્ણ વસ્તુ જોઇ શકે છે, ત્યાં સુધી તે પોતાની પાસે જે કાંઇ વધારે નાની અને અપૂર્ણ વસ્તુ હોય તેથી સંતોષ પામે નહિ તેમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી. પણ જે વર્ણવી ન શકાય એવું મૂર્ખાઇ-ભરેલું લાગે છે તે એ છે કે માણસો એવી વસ્તુઓ માટે લાલસા રાખે છે કે જે તેમની ઇચ્છાઓને જરા પણ શાંત કરી શકતી નથી, અને તૃપ્ત તો કરીજ શકતી નથી. આનું પરિણામ એ થાય છે કે માણસનું મન જગતની ઘણા પ્રકારની લલચાવનારી વસ્તુઓથી મોહ પામે છે અને નકામી હાયહોય કરે છે, તેથી તે સદા લાલચમાં ને લાલચમાં ફરતો ફરે છે, અને પોતે જે મેળવવા ઇચ્છે છે તેની સરખામણીમાં પોતે જે મેળવેલું છે તે તો કશુંય નથી એમ ગણે છે; આથી કરીને એટલે પોતાની પાસે જે વસ્તુ નથી તેની તૃષ્ણાને લીધે પોતાની પાસે જે કંઇ છે તેનો ઉપભોગ પણ બિલકુલ કરી શકતો નથી. માણસ બધું મેળવી શકતો નથી, જે કંઇ થોડુંઘણું આપણને મળી શકે તેમ હોય, તેને માટે આપણે મહેનતરૂપી મૂલ્ય આપવું જોઇએ; અને તેનો ઉપભોગ ધ્રૂજતાં ધ્રૂજતાં કરવો જોઇએ; એટલુંજ નહિ પણ આપણે એવા દુઃખની ખાત્રી રાખવી જોઇએ કે એક દિવસે તે આપણી પાસેથી ખોવાઇ જશે, પછી ભલે આપણે તે દિવસ જાણતા ન હોઇએ.

અવળે માર્ગે ચઢેલી ઇચ્છા કેવી રીતે આંખ મીચીને પરમ કલ્યાણને માટે ફાંફાં મારે છે તેવા વર્તન કરનારનું મેં અહીં વર્ણન કર્યું છે. તે નિરર્થક ઉતાવળ કરે છે, તેના પોતાના મિથ્યાત્વનો ભોગ બને છે અને અન્યાયથી ઠગાય છે. તું આ રીતે નિષ્ફળ યત્ન કરવામાં તારૂં આયુષ્ય શા માટે ગુમાવી દે છે, અને આખરે સુખને માટે વલખાં મારતો મૃત્યુના મોંમાં જઇ પડે છે? જે સંસારી લોકો મૂર્ખ બનીને પોતાના આત્માની ઇચ્છાઓ તૃપ્ત કરવાને માટે આમતેમ તરફડીઆં મારે છે તેઓ આવી જાળમાં ફસાઇ જાય છે. તેઓ પોતાનું જીવન નકામા પ્રયત્નોની પાછળ ગુમાવી દે છે, અને પૂર્ણ સુખ સંપાદન કરી શકતા નથી; કારણ કે તેઓ પોતાના સરજનહારને નહિ પણ તેની સરજેલી વસ્તુઓને ચાહે છે, અને જે પ્રભુએ એ બધી વસ્તુઓને સરજી છે તે વિષે યત્ન કરી જોવાનો સ્વપ્નમાંએ ખ્યાલ કરતાં પહેલાં તે એ બધી વસ્તુઓને માટે એક પછી એક એમ પ્રયત્ન કરી જુએ છે. કદાચ તેમના હૃદયની ઇચ્છા તૃપ્ત થાય અને આખા જગતને પ્રાપ્ત કરે, તો પણ જે ઇશ્વર જગતનો કર્તા છે, અને જે નિયમ વતી તેઓનું પોતાનું જીવન નિયમિત થયું છે તેજ નિયમ વતી તેમને આખરે સમજાશે કે તેમણે ઇશ્વરની પ્રાપ્તિ કરવી જોઇએ, નહિ તો તેના વિના તેમને કદી આરામ મળવાનો નથી. તેઓ હમેશાં કંઇ ને કંઇ વધારે ઇચ્છતા ઇચ્છતા એકથી બીજી આકાંક્ષા પર ગયા છે; અને હવે તેઓ આખી પૃથ્વી અને તમામ આકાશના માલિક થાય તોપણ તે તેમને અપૂર્ણ લાગશે, અને તેમને માલમ પડશે કે હજુ ઇશ્વરને પ્રાપ્ત કરવાનો બાકી રહી ગયો છે તેને શોધવાની તેમને ફરજ પડવાનીજ છે, એટલે તેમણે ઇશ્વરને શોધવોજ જોઇએ. એવું માલમ પડે અને તે એટલે ઇશ્વર પ્રાપ્ત થાય કે તરત ત્યાંજ શાંતિ મળી ચુકી છે; એક વાર તેને શોધી કાઢ અને એક વાર તેની સન્મુખ એની હદ ઓળંગવી તે અશક્ય છે. એ વખતે આત્મા બોલીજ ઉઠવો જોઇએ કે, "ઇશ્વરને વળગી રહેવું એમાંજ મારૂં કલ્યાણ છે;" અથવા "તારા સિવાય સ્વર્ગમાં મારે બીજું શું છે, અને તારા સિવાય પૃથ્વી પર પણ હું બીજું શું ઇચ્છું?" અને વળી "તું મારા હૃદયનો ઇશ્વર છે, અને પ્રભુજ મારો સર્વકાળ માટે હિસ્સો છે." આ રીતે જો કોઇ આત્મા ઇશ્વરથી નાની વસ્તુઓને માટે એક પછી એક પ્રયત્ન કરી જુએ તો તે આખરે પ્રભુની હજુરમાં પહોંચીજ જાય છે.

પણ મનુષ્યનું જીવન ઘણુંજ ટુંકું છે, અને આવી કોશીશ કરવાને માટે આપણી પાસે જોઇતું સામર્થ્ય નથી; તેમજ લલચાવનારી વસ્તુઓની સંખ્યા ઘણીજ મોટી છે. સૃષ્ટિની સર્વે વસ્તુઓને માટે પ્રયત્ન કરી જોવો, અને તેમાંથી પ્રત્યેકને અપૂર્ણ અનુભવવી એ બની શકે તેવું નથી. આવી જાતનો અનુભવ મેળવવા કરતાં સંકલ્પના બળથી કાર્ય કરવું તે વધારે સહેલું અને પુષ્કળ લાભદાયી છે. આપણાં હૃદય કરતાં આપણું મન આ પરિણામને માટે વધારે ગતિવાન અને તીવ્ર છે તેનું કારણ એ છે કે તે પહેલું સમજી લે છે કે અમુક વસ્તુ ઇચ્છવા યોગ્ય છે કે નહિ, અને જો તે ઇચ્છવા યોગ્ય ન હોય તો હૃદયને તે વસ્તુ ઉપર પ્રેમ કરતું અટકાવે. "સર્વે વસ્તુઓ તપાસી જુઓ; અને જે સારૂં હોય તેને ધારણ કરો." પહેલાએ એટલે મને બીજાને એટલે હૃદયને માટે સ્થાન તૈયાર કરવું જોઇએ, એટલે હૃદય મનના નિશ્ચયને અનુસરે એ સિવાય બીજી રીતે "ઇશ્વરના પર્વત પર ચઢવાની, અને તેના પવિત્રસ્થાનમાં વાસ કરવાની" કશી આશા નથી; અને જો આપણે પશુની માફક આપણી ઇંદ્રીઓનેજ આધીન થઇને વર્તીએ અને તેમાં આપણી બુદ્ધિ વચ્ચે પડેજ નહિ, તો પછી આપણને વિચારશક્તિવાળું મન મળ્યું છે તે વ્યર્થ છે. જે લોકો પોતાની બુદ્ધિથી દોરાતા નથી તેઓ શરત ખેલે છે ખરા, પણ તેઓ જીતવાના સંભવ વિના ખેલે છે. તેઓ પહેલા ઇનામની કંઇ દરકાર કરતા નથી, અને તેને તો સૌથી છેલ્લું રાખે છે, તો પછી તેઓ કેવી રીતે જીતી શકે? જેની શરૂઆત નથી કે જેનો અંત નથી એવી ભુલવણીમાં ભૂલા પડયા વગર તેઓ કઇ રીતે કહી શકે? પણ ન્યાયી મનુષ્યનું એમ નથી. જે લોકો આવી રીતે ભૂલે છે (મૃત્યુમાં લઇ જનારો માર્ગ વિશાળ છે અને જેના ઉપર ઘણા લોકો ચાલ્યા જાય તેવો છે) તેમને જે ઠપકો આપવામાં આવે છે તે ઉપરથી ચેતવણી લઇને આ ન્યાયી લોકો જે નથી જમણી બાજુ જતો કે નથી ડાબી બાજુ જતો એવો રાજમાર્ગ પસંદ કરે છે, કારણ કે "ન્યાયીનો માર્ગ સીધો છે." તેઓ જે વચન એવું તો સારૂં છે, એવું તો સારૂં વર્તન કરાવનારૂં છે, અને તેમની નજરે પડતી ચીજો પર ધ્યાન દેવામાં એવો તો અંકુશ રખાવનારૂં છે કે પોતાનું સર્વસ્વ વેચીને પણ તેનું મૂલ્ય ગરીબને આપી દેવાનું સમજાવે છે, તે વચનથી દોરવાઇને ટુંકામાં ટુંકો માર્ગ લે છે; કારણ કે આવા ગરીબોનેજ

ખરેખર ધન્ય છે, અને સ્વર્ગનું રાજ્ય તેમનું છે. પ્રભુ ન્યાયીઓનો માર્ગ જાણે છે, અને તેને આજ્ઞા કરે છે, તેમ વળી તે પાપીનો માર્ગ જેમાં તેને નાશ પામ્યેજ છુટકો છે તે પણ જાણે છે. ધાર્મિક પોતાની ગરીબાઇમાં સુખી છે, અને ધનવાનો પોતાની રેલમછેલ સમૃદ્ધિથી પણ અસંતોષી હોય છે; કારણકે જ્ઞાનીએ કહ્યું છે કે, "જે કોઇ ધનને ચાહે છે તેમાંથી કશું ફળ મેળવી શકશે નહિ. પણ જેને ધર્મની ભૂખ અને તરસ લાગી છે તે તૃપ્ત થશે." ન્યાય એ તેમને માટે અગત્યનું અન્ન છે. હવાથી થતા શરીરના પોષણ કરતાં આ જગતની વસ્તુઓથી આત્માનું કંઇએ વધુ પોષણ કરી શકાતું નથી. જો આપણે કોઇ ભૂખે મરતા માણસને પોતાની ભૂખ મટાડવાને પોતાના મોંથી હવાના મોટા ઘુંટડા ભરતો જોઇએ, તો આપણે એમજ કહીએ કે એ બિચારો મૂર્ખ છે. જે લોકો આત્માને પાર્થિવ વસ્તુઓથી સંતોષ આપવા મથે છે, તેમને માટે પણ એમજ સમજવું, કેમકે તેઓ તો તેને માત્ર હવાની માફક ફુલાવે છે તે અને જેમ આધ્યાત્મિક વસ્તુઓ શરીરનું પોષણ કરતી નથી તેમ, તેનાથી કાંઇ અધિક પોષણ થતું નથી. "ઓ મારા આત્મા, જે પ્રભુ તારી ઇચ્છા સારી વસ્તુઓથી તૃપ્ત કરે છે તેને તું ધન્યવાદ આપ." તે તને તેની પોતાની સંપૂર્ણતામાંથી તૃપ્ત કરે છે; એકદમ તારી ઇચ્છાને સંતોષ આપી દે છે અને વધારે ને વધારે ઇચ્છા કરવાને માટે તને સતેજ કરે છે. તે ઇચ્છા જાગૃત કરે છે, તે પોષણ કરે છે અને તે તૃપ્ત કરે છે; તે તારા હૃદયમાં અભિલાષા ઉત્પન્ન કરે છે, અને તે પોતેજ સર્વ અભિલાષાનો હેતુ છે.

મેં કહ્યું છે કે આપણા પ્રભુપ્રેમનો હેતુ ઇશ્વર પોતે છે, અને તે યોગ્ય રીતેજ કહેવાયું છે, કારણ કે તે આપણા પ્રેમનું નિમિતકારણ અને આખર પરિણામ એ બન્ને છે. તે એવો છે કે તેને જાણ્યા છતાં તેના પર પ્રેમ ન કરવો એ બની શકે તેમ નથી; તેમ તેની આશા ન રાખવી એ પણ બની શકે તેમ નથી; કેમકે જો આપણે હવે પછી તેના પર પૂર્ણ રીતે પ્રેમ કરવાની આશા ન રાખી હોય, તો આપણો તેના પરનો હાલનો પ્રેમ તે કાંઇજ નથી. આપણો પ્રેમ તેના પ્રેમથી પેદા થાય છે અને તેનો બદલો પણ તેના પ્રેમથીજ મળે છે. તે આપણને પ્રથમ તેની અપાર ભલાઇથી ચાહે છે. પછી તે આપણી પાસે તેના પ્રેમનો યોગ્ય બદલો માગે છે અને

ભવિષ્યને માટે આપણી પાસે ઘણી ઉંચી આશાઓ રખાવે છે. જે લોકો સહાય માટે તેને હાંક મારે છે તેમના પ્રત્યે તે બહુ ઉદાર છે પણ તે પોતાના કરતાં કંઈ વિશેષ સારૂં આપી શકતો નથી. તે આપણા પુણ્યનો હેતુ અને આપણું ફળ છે. તે સંત પુરૂષોનું અન્ન છે, અને જે લોકો હજુ પાપના બંદીખાનામાં પડેલા છે તેમનો દંડ છે. જે આત્મા પ્રભુને શોધે છે તેની સાથે તે ભલાઇ રાખે છે, તો પછી જે આત્માએ તેને પ્રાપ્ત કર્યો છે તેના પ્રત્યે તો તે કેવો હશે? પણ આ વાત નવાઇ જેવી લાગશે કે જે કોઇએ પહેલાંથી પ્રભુને પ્રાપ્ત કર્યો નથી તે તેને શોધી શકતો નથી; કારણ કે પ્રભુ પ્રાપ્ત કરવાની ઇચ્છા તે પ્રભુની છે કે હજી તને માટે અધિક શોધ થાય; અને વળી તેની અધિક શોધ થાય કે જેથી તેની પૂર્ણ રીતે પ્રાપ્તિ થાય, પણ તેને શોધવામાં આવે કે તેને પ્રાપ્ત કરવામાં આવે તોપણ આપણે તેની પહેલાં કાંઇ કરી શકતા નથી. તેજ હમેશાં સર્વદા પ્રથમપદે છે; અને જો આપણે એમ કહીએ કે, "પ્રભાતમાં મારી પ્રાર્થના તારી આગળ આવશે" તો પણ એટલું તો તદન નક્કી છે કે એ પ્રાર્થના પહેલાં, ઓ પ્રભુ, જો તારી પ્રેરણા ન થાય તો તે અતિશય મંદજ થાય.

આપણે પ્રભુપ્રેમની પરિપૂર્ણતા વિષે વાત કરી ગયા તેની શરૂઆત શું છે તે હવે આપણે જોઇએ.

---

## અધ્યાય આઠમો.

### આપણે આપણી જાત પર પ્રેમ કરીએ છીએ, તે આપણે માટે પ્રેમનું પહેલું પગથિયું છે, તે વિષે.

જે ચાર પ્રકારના સ્વાભાવિક અનુરાગને આખું જગત જાણે છે અને જેને અહીં ગણાવી બતાવવાની જરૂર નથી તેમાંનો એક પ્રકાર પ્રેમ છે. કુદરતના કર્તા પર સહુથી પ્રથમ પ્રેમ કરવો એ સ્વાભાવિક અને યોગ્ય છે, અને પહેલી આજ્ઞા જે સર્વથી મહાન છે, તે એ છે કે, "તારે પ્રભુ તારા દેવ પર પ્રેમ કરવો." પણ આપણી પ્રકૃતિ આવી આજ્ઞા પાળવાને માટે અશક્ત અને દુર્બળ છે; આપણે પ્રથમ તો પોતાનાજ ઉપર પ્રેમ કરીએ છીએ: આ પ્રેમ કે જેથી માણસ પોતાને પ્રથમ અને સહુથી વિશેષ ચાહે છે તેને પ્રાકૃતિક પ્રેમ કહે છે. જેમ લખેલું છે તેમ કે, "જે આત્મિક

છે તે નહિ, પણ જે પ્રાકૃતિક છે તે પ્રથમ છે." આપણે પ્રથમ તો આજ્ઞાથી નહિ પણ પ્રકૃતિથી પોતાને ચાહીએ છીએ—"કોઇ માણુસે પોતાના દેહનો દ્વેષ કદી કીધો નહિ." પણ જો આ પ્રેમ ઘણો વધારે થાય અને કોઇ પુરવાળી નદી જેમ પોતાના કાંઠામાંથી બહાર નીકળી આજુબાજુની જમીનને પાણીમાં ડુબાડી દે છે તેમ જો તે વધી જાય તો તે કામના રૂપમાં ફેરવાઇ જાય છે, તેથી તેની સામે આ આજ્ઞારૂપી બંધ બાંધવામાં આવે છે કે "જેવી પોતા ઉપર તેવી તારા પાડોસી ઉપર પ્રીતિ કરવી." જે આપણી માનવપ્રકૃતિનો ભાગીદાર છે તે આપણા પ્રેમનો ભાગીદાર થાય એ યોગ્યજ છે. એટલા માટે જો કોઇ પણ માણુસ પોતાના બંધુઓને એવી રીતે ચાહી શકતો ન હોય કે તે તેમની જરૂરની બાબતો વિષે અથવા તેમના સુખ વિષે પણ વિચાર કરી શકે નહિ, તો તેણે પોતે એ બધી બાબતો તજી દેવી જોઇએ, કે જેથી તે બીજા પર પ્રેમ કરતાં શીખે. માણુસ પોતા વિષે ભલે ગમે તેટલી કાળજી રાખે, પણ તેણે પોતાના પાડોસી વિષે તેટલીજ કાળજી રાખવી જોઇએ. ઓ માણુસ, તારા પોતાના જીવનના નિયમથી અને તારી વિવેકબુદ્ધિથી જે યોગ્ય મર્યાદા અને બંધન તારા પર નાખવામાં આવેલ છે તે એટલાજ માટે છે કે જેથી તારી માનવપ્રકૃતિને તારા આત્માના દુશ્મન એટલે તારા મનોવિકારોને વશ થઇ જઇને તું તારા સ્વાર્થથી તારો પોતાનો નાશ ન કરે. તારા દુશ્મનોની સાથે તું ભાગીદાર થાય તે કરતાં તું તારા પાડોસીઓની સાથે ભાગીદાર થાય એ ઘણું સારૂં છે; અને જેમ મહાજ્ઞાની સુલેમાન બોધ આપે છે તેમ માણુસ જો પોતાના મનોવિકારો તજી દે, અને માત્ર અન્ન અને વસ્ત્રથી સંતુષ્ટ રહે, અને દેહની જે ઇચ્છાઓ આત્માની વિરૂદ્ધ યુદ્ધ કરે છે તેમના પ્રત્યેનો પોતાનો પ્રેમ ઓછો કરે તો મને લાગે છે કે, જે વસ્તુ તે પોતાના આત્માના દુશ્મનને આપવાની ના પાડે છે તે પોતાના પાડોસીને આપવામાં તેને બહુ મુશ્કેલી લાગશે નહિ. તે પોતાને જે કંઇ આપવાની ના પાડે છે તે પોતાના બંધુઓને અર્પણ કરે છે તેજ પળે તેનો પ્રેમ ન્યાય અને નિગ્રહથી મર્યાદિત થશે; સ્વાર્થ મોટું રૂપ ધરતાં પરોપકારવૃત્તિમાં ફેરવાઇ જાય છે.

પણ આપણા પાડોસીઓને આપણું ધન વગેરે આપવાથી આપણને દારિદ્રય પ્રાપ્ત થાય તો તેનું નિવારણ કેમ કરવું? માત્ર એકજ રસ્તો છે અને તે પ્રાર્થના છે. જે પ્રભુ "સર્વ વસ્તુઓ ઉદારતાથી આપે છે અને ઠપકો

આપતો નથી," તેને આપણે માત્ર ખાતરીપૂર્વક પ્રાર્થના કરવાની છે; પ્રભુ "પોતાનો હાથ ખોલે છે અને દરેક જીવતા પ્રાણીને આશીર્વાદથી ભરપુર કરે છે." કારણ કે જે ઇશ્વર ઘણા માણસોને તેમને જે જોઇએ છે તેથી વિશેષ આપે છે, તે જે કોઇ પોતાને જે કાંઇ આવશ્યક છે તેને માટે પ્રાર્થના કરે તો તેને રાજીખુશીથી આપશેજ એમાં કંઇ પણ શક નથી; કારણ કે એવું લખ્યું છે કે "તમે પહેલાં ઇશ્વરનું રાજ્ય અને તેનું ન્યાયીપણું શોધો, અને આ બધાં વાનાં પણ તમને આપવામાં આવશે." આથી જે કોઇ આત્મભોગ કરે છે અને પોતાના પાડોસી પર પ્રેમ રાખે છે તેને જે કાંઇ જરૂરનું હોય તે પૂરૂં પાડવાને ઇશ્વર પોતે બંધાએલો છે; કારણ કે આપણે આપણા મનોવિકારના ગુલામ થવાને બદલે પવિત્રતા અને આત્મસંયમનું બંધન સ્વીકારવું એજ ઇશ્વરનું રાજ્ય શોધવું અને પાપના જુલમની સામે તેની સહાયતા માગવી છે; અને જે લોકો આપણી પ્રકૃતિના છે ને આપણા માનવી ભાઇઓ છે તેમને આપણને મળતા કુદરતી આશીર્વાદોમાંથી કંઇક હિસ્સો આપવો એ વાજબી છે.

પણ આપણા પાડોસી પ્રત્યેનો આપણો પ્રેમ પૂર્ણ રીતે યોગ્ય થાય તે માટે ઇશ્વર પર આપણો પ્રેમ હોવો જોઇએ, કેમકે જે કોઇ ઇશ્વર પર પ્રેમ કરતો નથી તે ઇશ્વરમાં જે છે તે પર પ્રેમ કરી શકતો નથી. આટલા માટે આપણે પ્રથમ ઇશ્વર પર પ્રેમ કરવો જોઇએ, અને પછી તેનામાં રહીને આપણા પાડોસી પર પ્રેમ કરવો જોઇએ. ઇશ્વર જેમ બીજી સર્વ વસ્તુઓનો તેમ તેના માટેના આપણા પ્રેમનો પણ કર્તા છે, અને વિશેષમાં—તેણે પ્રકૃતિ સૃજી છે તેથી તેનું પાલન પણ તે કરે છે; કારણ કે તેના સિવાય તે નથી હેયાત રહી શકતી કે નથી ટકી શકતી. આપણે આ વાત બરાબર સમજીએ, અને કંઇ પણ આપણું પોતાનું છે એમ ન જાણીએ તે માટે ઇશ્વરે પોતાના અગાધ જ્ઞાન અને પ્રેમથી આપણને દુ:ખને આધીન કર્યા છે. આપણે દુર્બળ અને કંગાળ હોવાથી ઇશ્વર પર આધાર રાખવાની આપણને ફરજ પડે છે, અને તેનાથી આપણો ઉદ્ધાર થાય છે તેથી આપણે તેના નામનો મહિમા પ્રગટ કરી શકીએ છીએ. આ તેના પોતાના શબ્દો છે; "સંકટને દિવસે મને વિનંતી કર; હું તને છોડાવીશ, અને તું મારો મહિમા પ્રગટ કરશે." આ રીતે માણસ જે પોતાની પ્રકૃતિથી પશુ જેવો અને

દૈહિક છે, અને જેને સ્વાભાવિક રીતે માત્ર પોતાનેજ માટે પ્રેમ હોય છે તે, પોતાની સારૂં કરવાની સર્વ શક્તિ ઇશ્વર પાસેથીજ પામે છે. અને તેના સિવાય તે કંઇ કરી શકવાને સમર્થ નથી એવું પોતે જાણે છે, ત્યારેજ તે પોતાના સ્વપ્રેમદ્વારા ઇશ્વર પર પ્રેમ કરતાં શીખે છે.

---

## અધ્યાય નવમો.

### પ્રેમનું બીજું અને ત્રીજું પગથિયું.

હવે, પ્રથમ માણસને ઇશ્વર પર, ઇશ્વરને અર્થે તો નહિ પણ પોતાનેજ અર્થે થોડોઘણો પ્રેમ હોય છે. પોતાની શક્તિ મર્યાદિત છે એ અનુભવવું, પોતે ઇશ્વરની સહાયતા વિના કશું નથી કરી શકતો એ સમજવું, અને જે તેના જીવન અને સામર્થ્યનું પોષણ કરનાર છે તેની સાથે યોગ્ય સંબંધ રાખવો, એ બધી કંઇ નજીવી બાબત છે એમ નથી. પણ જો એવા માણસ ઉપર એક પછી એક સંકટ આવી પડે, કે જેથી તેને ઇશ્વરની સહાયતા લેવાની ઘડી ઘડી જરૂર પડે, અને તેને જોઇતી સહાયતા તેની પાસેથી મળ્યા કરે, પણ તે માણસનું હૃદય તેના સહાયકર્તા ઇશ્વરની ભલાઇથી પીગળે નહિ અને તે ઇશ્વર પર તેના પોતાનેજ અર્થે પ્રેમ રાખવા માંડે નહિ, તો તેનું હૃદય પત્થરનું કે લોઢાનું સમજવું. ઉપરાઉપરી વિપત્તિઓ આવવાથી આપણને ઇશ્વરને ચરણે વારંવાર જવાની જરૂર પડે, તો પછી આપણે ઇશ્વરને ઓળખવા લાગવાનાજ, અને એક વખત તે રીતે તેને જાણ્યા પછી તેનું માધુર્ય અનુભવવાનાજ. આમ થતાં તુરતજ આપણે આપણા પોતાના સ્વાર્થને માટે કરીએ તે કરતાં જે માધુર્ય અને સૌંદર્ય આપણને તેનામાં મળે છે તે માટે તેના ઉપર ઘણો વધારે પ્રેમ યોગ્ય રીતે કરવા લાગીએ છીએ. સમરૂનીઓએ પેલી સ્ત્રીને કહ્યું હતું તેમ "અમે હવે માત્ર તારા કહેવાથી વિશ્વાસ કરીએ છીએ એમ નથી; કારણ કે અમે પોતે તેનું સાંભળ્યું છે, અને જાણીએ છીએ કે જે જગતનો ત્રાતા તે નિશ્ચ એજ છે." તેવી રીતે, આપણે આખરે આપણા પ્રાકૃતિક સ્વરૂપને કહીએ છીએ કે, અમે પ્રભુ ઉપર તારે અર્થે પ્રેમ કરતા નથી, પણ અમે પોતે તેનો અનુભવ કર્યો છે અને તે અતિશય મધુર છે એ અમે જાણીએ છીએ. આ જીંદગીની જરૂરીઆતો એક જાતની ભાષા જેવી છે કે જે આશીર્વાદોની

કિમ્મત કેટલી બધી છે તે આપણને બતાવે છે, આપણને મળતા આનંદના અને ઉપકારના ભાવના ઉમળકાથી તે જાહેર કરે છે. આ વાત આપણે એક વાર શીખીએ કે પછી આપણા પાડોસી પર આપણી પોતાની જાતના જેવો પ્રેમ રાખવાની આજ્ઞા પાળવી સહેલી થઇ પડે છે; કારણ કે જો આપણે ઇશ્વર પર ખરી રીતે પ્રેમ રાખીએ, તો પછી જે કંઇ તેનું છે તેના પર આપણે પ્રેમ રાખીશું, અને ત્યાર પછી "ભાઇઓ પ્રત્યે જેવી પ્રીતિ ઘટે, એવી નિકટ પ્રીતિ એકબીજા પર રાખો," એ આજ્ઞાને આધીન થવું સહેલું થઇ પડે છે. આપણે આવી ન્યાયી આજ્ઞા, જે ઘણી લાભદાયી છે, તે ખુશીથી પાળવાને બંધાયા છીએ. એ પ્રેમ ઘણોજ નિર્મળ છે, કારણ કે તે પવિત્ર કાર્યમાં અને સત્યમાં સાદી રીતે દેખાડવામાં આવે છે; અને તે ઘણોજ ન્યાયી છે, કારણ કે તે જે કંઇ પામે છે તે તે પાછું આપે છે. જે કોઇ આવો પ્રેમ રાખે છે તે પોતાના પર જેવો પ્રેમ ઇશ્વર રાખે છે તેવો પ્રેમ કરે છે, અને તે ત્યાર પછી પોતાનો સ્વાર્થ શોધતોજ નથી, પણ જેવી રીતે ઇસુ ખ્રીસ્તે આપણને શોધ્યા છે તેવી રીતે તે ઇસુ ખ્રીસ્તનાં વાનાં શોધે છે. આમાં આપણે જે પ્રેમે કહ્યું છે કે, "પ્રભુની સ્તુતિ કરો, કારણ કે તે ભલો છે" તેવો પ્રેમ જોઇએ છીએ. પ્રભુ તેના પ્રત્યે ભલો છે એટલા માટેજ નહિ, પણ તેના પોતાના સ્વરૂપમાંજ તે ભલો છે એટલા માટે જે કોઇ ઇશ્વર પર પ્રેમ કરે છે તે ઇશ્વર પર તેના પોતાને માટેજ ખરેખર પ્રેમ રાખે છે, અને તે, પેલો માણસ જેના વિષે શાસ્ત્રમાં કહેવાયું છે કે, "જ્યારે તું તેનું ભલું કરીશ ત્યારે તે તારી સ્તુતિ કરશે" તેના જેવો નથી.

---

## અધ્યાય દસમો.

### પ્રેમનું ચોથું પગથિયું.

જે કોઇ પ્રેમના ચોથા પગથિયા સુધી ચઢીને પોતાને માત્ર ઇશ્વરને અર્થેજ ચાહી શકે છે તેને ધન્ય છે. "હે પ્રભુ. તારો ન્યાય ઉચ્ચ પર્વતોના જેવો છે." તે પ્રમાણે પ્રેમના આ ચોથા પગથિયા વિષે પણ કહી શકીએ છીએ; તે પણ "એ ઉચ્ચ પર્વત છે, જ્યાં પ્રભુ રહેવાને બહુ ખુશી છે." "પ્રભુના પર્વત ઉપર કોણ ચઢશે?" "મને કબુતરના જેવી પાંખો કોણ આપશે, કે હું ત્યાં ઉડીને જઉં અને વિશ્રામ લઉં!" "તેનું નિવાસસ્થાન

શાંતિમાં છે, અને તેનો વાસ સિયોનમાં છે." "મારો પ્રવાસ લાંબો થયો છે, તેથી મને હાય હાય છે." આ માંસ અને રૂધિર, આ ધુળ અને કાદવ, જેનો હું બનેલો છું, તે ક્યારે ત્યાં જવાને શક્તિમાન થશે ? મારો આ આત્મા ક્યારે પ્રભુના પ્રેમમાં નિમગ્ન થઇ પોતાને ભાંગેલા ઠીકરા સમાન ગણશે, અને પ્રભુ માટે તલસી આખરે તેનામાં લય પામશે? કારણકે "જે કોઇ પ્રભુની સાથે જોડાય છે તે (તેની સાથે) એક આત્મા થાય છે" (૧ કરીં. ૬ ; ૧૭). મારો આત્મા ક્યારે બોલી ઉઠશે કે, "મારૂં શરીર તથા મારૂં હૃદય ક્ષય પામે છે; તોપણ ઇશ્વર મારા હૃદયનો ગઢ તથા મારો વારસો છે" (ગીત. ૭૩ ; ૨૬). જેણે પોતાના પૃથ્વીપરના આ જીવનમાં, માત્ર એક વખત, માત્ર એક પળને માટે પણ, આવું કંઇક અનુભવેલું છે તેને ખરેખર પવિત્ર અને સુખી જાણવો ; કારણકે આ કંઇ પાર્થિવ-સુખ નથી. એવી રીતે પ્રભુમાં લય પામવું, કે કેમ જાણે પોતે પોતાના હુંપદથી ખાલી થયો હોય, ને જાણે કે પોતે કંઇજ ન હોય એવું જાણવું, એ તો શાશ્વત જીવન છે. જો કોઇ મર્ત્ય માણુસ આ અલૌકિક દશા, એકજ પળને માટે અને તે પણ અકસ્માત રીતે, પ્રાપ્ત કરે, તો આ દુષ્ટ કાળ તેના આનંદમાં અંતરાય અને કડવાસ નાખતો હોય એમ જણાય છે. આ મરણનું શરીર તેને નીચે તાણી જાય છે, જીદગીની ચિંતાઓ અને કાળજીઓ તેને પાછો ખેંચે છે, અને પોતાના પાડોસી પ્રત્યેની તેની ફરજ તેને નીચે આવવાને માટે જોરથી બોલાવે છે, અને તેની પાસે કહેવરાવે છે કે, "હે પ્રભુ, હું હેરાન થાઉં છું, તું મારે માટે જવાબ દે;" અથવા "હું દુઃખી છું, અને આ મરણના શરીરમાંથી કોણ મને મુક્ત કરશે ?" ( રૂમી. ૭ ; ૨૪ ).

પવિત્ર શાસ્ત્રમાં લખેલું છે કે ઇશ્વરે સર્વ વસ્તુઓ પોતાને માટે પેદા કીધી છે, તેટલા માટે તેણે સરજેલા સર્વ જીવો, વધારે નહિ તો અમુક અંશે, પોતાના કર્તાના વિચારને અનુસરવા બંધાએલા છે. આપણે પોતાને નહિ, પણ પ્રભુને ગમતું શું છે તેનોજ માત્ર વિચાર કરીને તેને આપણું પોતાનું સમર્પણ પૂર્ણપણે કરવું જોઇએ. આપણો પોતાનો લાભ શોધવામાં જે સુખ થાય છે તે કરતાં આપણામાં તેની ઇચ્છા પૂર્ણ કરાવવામાં આપણને અધિક સુખ મળશે. આપણે આપણી દૈહિક પ્રાર્થનામાં માગીએ છીએ કે, "તારી ઇચ્છા સ્વર્ગમાં પૂરી થાય તેમ પૃથ્વી ઉપર પૂરી થાઓ." ઓ પવિત્ર અને નિર્મળ પ્રેમ! મધુરમાં મધુર અને મંગળકારી અનુરાગ! ઓ

નિષ્કામ આત્માની પૂર્ણ આધીનતા! જેમાં સ્વનો વિચારજ નહિ હોવાથી જે પરિપૂર્ણ છે; જેમાં આત્માની સર્વે લાગણી દિવ્ય છે તેથી જે પૂર્ણ મધુર અને કોમળ છે! આ અવસ્થા પ્રાપ્ત કરવી એ આત્માને માટે દેવરૂપ બનવા જેવું છે; અને તે જેમ જળનું એક નાનું ટીપું દ્રાક્ષરસના પ્યાલામાં નાખ્યું હોય, અને તે તેમાં ભળી જાય છે અને તેનો સ્વાદ અને તેનો રંગ પકડે છે તેમ છે; અથવા તો જેમ કોઇ લોઢાના સળીઆને અગ્નિમાં નાખીએ તો તે પોતાનું સ્વરૂપ છોડીને અગ્નિનું સ્વરૂપ ધારણ કરે છે તેમ છે; અથવા તો જેમ હવા સૂર્યના કિરણથી ભરાય છે ત્યારે તે પ્રકાશિત નહિ, પણ પ્રકાશરૂપ થએલી દેખાય છે તેમ છે. પ્રભુના પવિત્ર ભકતોના પ્રાકૃતિક જીવનનું આ પ્રમાણે બદલાણ થાય છે; તેઓ પ્રભુની ઇચ્છામાં ગળી જતા અને લય પામતા દેખાય છે. કારણકે જો મનુષ્યમાં કંઇ પણ માત્ર માનવીય વસ્તુ રહે, તો પછી પ્રભુ "સર્વસ્વમાં સર્વ" કેમ થઇ શકે? એટલે માનવીય પ્રકૃતિ નાશ પામશે એમ તો નહિ, પણ તે એક અલૌકિક જુદુંજ સૌંદર્ય, એક અધિક ઉચ્ચ શક્તિ અને મહિમા પ્રાપ્ત કરશે. એ ક્યારે થશે? તે જોવાનું અને જાણવાનું મહા ભાગ્ય કોને પ્રાપ્ત થશે? "હું ઇશ્વરની સન્મુખ ક્યારે હાજર થઇશ?" "મારૂં મુખ શોધ, એમ તેં મને કહ્યું ત્યારે મારા હૃદયે તને કહ્યું કે, ઓ પ્રભુ, હું તારૂં મુખ શોધીશ." હે પ્રભુ, મારા જેવાને તારૂં પવિત્ર મંદિર જોવાનું ભાગ્ય પ્રાપ્ત થશે?

આ જીવન શરીરના સંબંધમાં થોડો વિચાર કરવાની અને તેનું આરોગ્ય તથા તેની જુદી જુદી શક્તિઓ કાયમ રહે તે સંબંધી કાળજી રાખવાની ફરજ છે; અને જ્યાં સુધી આપણે સંસારની જંજાળમાં રોકાએલા છીએ ત્યાં સુધી પ્રભુ અને તેના ધ્યાનમાં પૂર્ણપણે નિમગ્ન થવું, અને "તારે પ્રભુ તારા દેવ ઉપર તારા ખરા હૃદયથી, તારા ખરા આત્માથી, અને તારા પૂર્ણ સામર્થ્યથી પ્રેમ કરવો," એ આજ્ઞા પુર્ણપણે પાળવી અશક્ય છે. જ્યાં સુધી આપણે આત્મિક અને અમર દેહ, જે નિર્મળ અને શાંત, અને સર્વ વાતમાં આત્માને આધીન હોય તે ધરીએ નહિ, (અને આ આપણું પોતાનું કાર્ય નથી પણ જે લોકો પ્રભુને પ્રસન્ન કરે છે તેમના ઉપર અનુગ્રહથી કરેલ માત્ર પ્રભુના સામર્થ્યનું કાર્ય છે), ત્યાં સુધી પ્રેમનું આ ચોથું પગથિયું પ્રાપ્ત કરવાની આશા રાખી શકતા નથી. જ્યારે આ શરીરનો ભાર કે તેનાં

પ્રલોભનો તેને સતાવે નહિ ત્યારે આપણો આત્મા આ પૂર્ણ પ્રેમ સહેલાઇથી પ્રાપ્ત કરી શકશે; ત્યારે તે પ્રભુમાં તેનો આનંદ કોઇ પણ પ્રકારની હરકત વગર સ્હેજે પ્રાપ્ત કરી શકશે. પણ પવિત્ર ભક્તો અને ધર્માર્થે પ્રાણ આપનાર શાહેદો થોડે અંશે પણ પોતાનાં વિજયી શરીર છોડયા પહેલાં, આ સુખનો સ્વાદ લેવા પામ્યા એ વાતમાં કંઇ સંદેહ છે ખરો? આપણે આટલું તો ખાત્રીપૂર્વક જાણીએ છીએ કે, તેમના આત્મામાં અપાર પ્રેમ વ્યાપી રહ્યો હતો, અને તે પ્રેમ તેમને આનંદ પમાડી રહ્યો હતો, અને તેથી તેમને તેમના જીવનનો ભોગ આપવાનું, અને જે તીવ્ર વેદના તેમને ભોગવવી પડી હતી તે સહન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું હતું. તો પણ તેમના વિજયનો આનંદ તેથી કરીને કંઇક ઓછો થયો હશે.

---

## અધ્યાય અગીઆરમો.

પવિત્ર ભક્તોને પૂર્ણ પ્રેમ સાર્વત્રિક ઉત્થાન પછીજ પ્રાપ્ત થાય છે, તે વિષે.

જે આત્માઓ દેવના ભારથી તદન મુક્ત થઇ ગયા છે તેમને વિષે આપણે શું માનવું? મને લાગે છે કે તેઓ શાશ્વત પ્રકાશના અને પ્રકાશિત શાશ્વતકાળના અગાધ સાગરમાં પૂર્ણપણે તલ્લીન થઇ ગયા છે. પણ જો એ લોકો તેમના આગળના શરીરમાં ફરીથી પ્રવેશ કરવાની ઇચ્છા કરતા હોય અને તેમ કરવાની આશા રાખતા હોય, (અને એ વાતની આપણે ના પાડી શકતા નથી), તો એ સ્પષ્ટ છે કે તેઓ તદન બદલાયા નથી, પણ તેમના શરીરને માટે તેમનામાં થોડું પણ સ્થાન તો છેજ, અને જ્યાં સુધી મૃત્યુવિજયમાં પૂર્ણપણે નાશ ન પામે, જ્યાં સુધી શાશ્વતકાળનો મહિમા રાત્રીના પ્રદેશના પ્રત્યેક ખુણામાં વ્યાપી ન રહે, અને જ્યાં સુધી દિવ્ય જ્યોતિનો પ્રકાશ આપણા શરીરમાં પણ પ્રકાશે નહિ, ત્યાં સુધી આપણા આત્મા ઇશ્વરમાં પૂર્ણપણે તલ્લીન થઇ શકતા નથી, તેમ પૂર્ણપણે આધીન થઇ શકતા નથી. તે વખત સુધી શરીરનાં બંધન આપણને અટકાવ કરે છે, પછી તે ભલે માત્ર કોઇ સ્વાભાવિક સ્નેહની લાગણી જે તજવાની આપણને ઇચ્છા કે શક્તિ ન હોય તે હોય; અને જ્યાં સુધી આપણા શરીરનું ઉત્થાન નહિ થાય, સુધી આપણા આત્માઓ પ્રભુ જે તેમની પરિ-

પૂર્ણતા છે તેનામાં તલ્લીન થઇ શકતા નથી. જો પ્રભુ સાથેનું ઐક્ય મા
આત્માથીજ સાધી શકાતું હોય, તો આત્મા શરીરની ઇચ્છા ફરીને કરેજ નહિ
પણ જ્યારે આત્મા શરીરનો ત્યાગ કરે છે, ત્યારેજ તેને લાભ છે, અને જ્યા
તે તે શરીર સાથે ફરીથી જોડાય છે ત્યારે તેને અધિક લાભ થાય છે
આખરે "પ્રભુની નજરમાં તેના પવિત્ર ભક્તોનું મૃત્યુ મૂલ્યવાન છે." જો
મૃત્યુની આવી સ્તુતિ થાય છે, તો પછી જીવનની તો કેવી થશે? અને તે
પણ આવા જીવનની! આત્મા પોતાના શરીર પાસેથી અધિક ગૌરવ પ્રા
કરવાનું ધારે એ યોગ્યજ છે, કારણ કે એ શરીર દુર્બળ અને મર્ત્ય છે, છ
તેણે તેના પુણ્યમાં ઘણો ઉમેરો કર્યો છે. "જેઓ ઇશ્વર પર પ્રેમ કરે
તેઓને સારૂ સઘળું એકઠું મળીને ફાયદાકારક નિવડે છે, અને જે આત્
પ્રભુ ઉપર પ્રેમ કરે છે તે તેના રાંકડા દુર્બળ શરીરથી (પછી તે જીવ
હોય, કે મૃત હોય કે ઉત્થાન પામેલું હોય), લાભ પામે છે; જીવતું હોય ત્યા
પોતાની સાથે પ્રાયશ્ચિત્તનાં ફળ લાવીને; મૃત હોય ત્યારે તેના શ્રમમાંથ
આરામ પામીને; અને ઉત્થાન પામેલું હોય ત્યારે તે બન્ને એક થઇને પરમ
નંદ પ્રાપ્ત કરે છે. તો પછી એ વાત તો સ્પષ્ટ છે કે શરીર સિવાય આત્
પૂર્ણ થતો નથી; કારણ કે દરેક અવસ્થામાં તે તેના હિતને અર્થે અવશ્યનું છે

હવે એ વાત તો સિદ્ધ છે કે શરીર એ આત્મા માટે એક વિશ્વા
સાથી છે; તે ભારરૂપ હોય, તોપણ તે સહાયકર્ત્તા પણ છે; જ્યારે
સહાય કરતું બંધ પડે છે, ત્યારે તે અટકાયત કરતું પણ બંધ પડે છે; વળ
જ્યારે તે ફરીથી સહાયકારક થાય છે, ત્યારે તે ભારરૂપ નથી. પહે
અવસ્થા કષ્ટસાધ્ય છે, છતાં તે લાભકારી પણ છે; બીજી અવસ
પ્રવૃત્તિ વગરની છે, પણ તે કોઇ પણ રીતે કંટાળાભરેલી નથી; અને ત્રી
અવસ્થા તો ખરેખર મહિમાવાન છે. "ગીતોના ગીત"માં પ્રીતમ તે
પ્રિયાને (એટલે આત્માને) આ ત્રણે સ્થિતિ પ્રત્યે કેવી રીતે આમંત્રે છે
સાંભળો; "હે મિત્રો, ખાઓ; હે પ્રિય ભાઇઓ, પીઓ, હા, પુષ્ક
પીઓ" (સુ. ગી. ૫; ૧). જે આત્માઓને તે ખાવાને આમંત્ર
આપે છે તે જેઓ હજુ પોતાનાં શરીરમાં કષ્ટ કરે છે તેઓ છે; જે
મૃત્યુમાં વિરામે છે, તેમને તે પીવાને આગ્રહ કરે છે; જેમણે દેહરૂપી વ
ફરીથી ધારણ કર્યાં છે તેમને તે પુષ્કળ પીવાનું કહે છે; અને આ સર્વ

તે પોતાના અતિ વહાલા કહીને એમ બતાવે છે કે તેઓ પ્રેમથી ભરપૂર છે; પહેલાને તો તે માત્ર "મિત્રો"જ કહે છે, કારણ કે જે લોકો શરીરનો ભાર વેઠીને શ્રમ કરે છે તેઓ તેને તેમના પ્રેમના પ્રમાણમાં પ્રિય છે. જેઓ દેહના ભારમાંથી મુક્ત થયા છે તેઓ પહેલાંના કરતાં વિશેષ વહાલા છે, કારણ કે તેમનો પ્રેમ અધિક મુક્ત અને પૂર્ણ થઇ ગયો છે. પણ આ બધામાં સહુથી પ્રિય તો તેઓ છે કે જેઓ ફરીથી મહિમાવાન શરીરરૂપી વસ્ત્ર ધારણ કરીને તેમને જે કંઇ નીચે ખેંચી જાય, અથવા તેમને ઉપર જતાં અટકાવે તે સર્વથી આનંદમય છુટકો પામીને પ્રભુપ્રેમમાં તલ્લીન થાય છે. તેઓ આવી રીતે પૂર્ણ થતા નથી ત્યાં સુધી તેઓ આ પ્રમાણે સર્વ ક્લેશથી મુક્ત થતા નથી, કારણકે પ્રથમ વાતમાં શરીર આત્માને થકવી દે છે અને તેને પછાત રાખે છે. બીજી વાતમાં શરીર તે આશા તથા અંગત આદર્શોનું સ્થાન છે, જેમાં હજુ સુધી સ્વાર્થનો અંશ રહેલો છે. વિશ્વાસુ આત્મા રોટલી ખાવાથી શરૂઆત કરે છે, પણ અફસોસ છે કે, તે "મોંનો પરસેવો ઉતારીને" ખાય છે; કારણકે જ્યાં સુધી તે શરીરમાં છે, ત્યાં સુધી તે માત્ર વિશ્વાસથી નભી રહે છે; વિશ્વાસ પોતાનું કાર્ય પ્રેમથી કરે છે, ને "કાર્ય વગરનો વિશ્વાસ મૃત છે." હવે આપણા પ્રભુએ કહ્યું છે કે, "મારા પિતાની ઇચ્છા પૂરી કરવી એ મારૂં અન્ન છે," તે પ્રમાણે જે કાર્ય તેનું અન્ન છે તે આ છે. જ્યારે તે મૃત્યુનું શરીર ઉતારી દે છે ત્યારે તે દિલગીરીનું અન્ન ખાતો બંધ થાય છે, અને જેમ ખાણાને આખરે માણસ કરે છે તેમ તે પ્રેમરૂપી દ્રાક્ષરસના મોટા ઘુંટડાઓ ભરે છે; પણ આ દ્રાક્ષરસ હજુ અમિશ્રિત નથી કારણ કે "ગીતોના ગીત"માં વર કહે છે કે, "મેં મારો દ્રાક્ષરસ મારા દૂધ સાથે પીધો છે," તે પ્રમાણે આત્મા પ્રભુના પ્રેમરૂપી દ્રાક્ષરસ સાથે દૂધ ભેળવે છે; એટલે તેનામાં પોતાનું શરીર, જેને તે સ્વાભાવિક પ્રેમની લાગણી ચાહે છે, તેની સાથે ફરીથી જોડાવાની ઇચ્છા રહી છે. જે દિવ્ય પ્રેમ તે પીએ છે તેનું જોર તેણે કંઇક અનુભવી લીધું છે ખરૂં, પણ હજુ સુધી તેની પુષ્કળતાનો અનુભવ થયો નથી; દૂધના ભળવાથી તેનું જોર ઓછું રહે છે. પણ જે આત્મા હજુ સુધી પોતાનું શરીર, જેનું હજુ ઉત્થાન થવાનું છે, તેની ઇચ્છા રાખે છે તેની અવસ્થા તે નથી. તે પોતાના સ્વાર્થનું ભાન પૂર્ણપણે

મુકી દેતો નથી. પણ જ્યારે તેને આ એકજ બાકી રહેલ ...
થાય છે, ત્યારે તે તેના પ્રભુમાં તલ્લીન થાય છે, ને તેનામાં પો તું સ્વરૂપ પણ ખોએ છે, અને પોતાના પ્રભુનું સ્વરૂપ ધારણ કરે છ; હવે કંઇ વ્યવધાન રહેતું નથી. આવી રીતે હવે કંઇ આડ રહેતી નહિ હોવાથી, આત્મા પોતાને મોઢે પેલો જ્ઞાનનો પ્યાલો માંડી શકે છે, જેને વિષે એવું લખાયું છે કે "મારો પ્યાલો ઉભરાઇ જાય છે." જે વસ્તુઓથી પ્રભુનું ગૃહ ભરપૂર છે તેમાં તે મગ્ન થાય તેમાં શું આશ્ચર્ય છે! સર્વ ચિંતામાંથી મુક્ત થઇને તે પિતાના રાજ્યમાં, પુત્રના નિર્મળ અને નવા દ્રાક્ષરસના ઘુંટડા ભરે છે.

આ ત્રણ પ્રકારની મિજબાની, જેમાં બધું અન્ન પ્રીતિરૂપ છે, તે આપનાર જ્ઞાન છે. જેમને હજુ કષ્ટ કરવાનું છે તેમને તે અન્ન આપે છે, અને જેઓ આરામ ભોગવે છે તેમને પીવા માટે તે દ્રાક્ષરસ આપે છે; અને જેઓ સ્વર્ગના રાજ્યમાં આવી પહોંચ્યા છે તેમને તે "પુષ્કળ" આપે છે. જ્યારે તેના અતિથિઓ ખાઇ રહે છે, ત્યારે તે તેમને દ્રાક્ષરસ પીરસે છે. જ્યાં સુધી આપણે શરીરમાં રહીને મૃત દેહ ધારણ કરીને આ જીવનમાં કષ્ટ કરીએ છીએ, ત્યાં સુધી આપણે આપણી મહેનતથી પ્રાપ્ત કરેલું અન્ન ખાવું જોઇએ, અને તે વળી કષ્ટથી ખાવું અને ગળી જવું જોઇએ; પણ આ દેહનો ત્યાગ કરીએ કે તુરતજ આપણે પ્યાલો લઇને આપણું આત્મિક જીવન સુખમય આરામથી પીવા લાગીએ છીએ. જ્યારે બધું પૂરૂં થાય છે, અને શરીર પાછું જીવવંત થઇને આત્માને પાછું પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ આ અખૂટ પ્યાલામાંથી 'પુષ્કળ' પીએ છે. "હે મારા મિત્રો, ખાઓ અને પીઓ; મારા અતિ વહાલાઓ, પુષ્કળ પીઓ;" એ શબ્દનો અર્થ આ છે. આ જીવનમાં ખાઓ; મૃત્યુ પછી તમારે પીવાનું થશે; અને ઉત્થાનના રાજ્યમાં તમે પુષ્કળ પીશો; આ છેલ્લી અવસ્થામાં હું તમને અતિ વહાલા કહું એ યોગ્યજ છે. જ્યારે મંડળીને તે પોતાની રૂબરૂ મહિમાવાન, ડાઘ કે કરચલી કે એવી કંઇ પણ ખામી વગરની, રજુ કરે ત્યારે જે લોકોને દેવના પુત્રના લગ્નની મિજબાનીમાં દાખલ કરવામાં આવ્યા છે, જેઓ તેની મેજ પાસે બેસીને તેના રાજ્યમાં ખાનપાન કરે છે, તેઓ ખરી રીતે એવા નથી શું? ત્યારે તે પોતાના અતિ વહાલાને પુષ્કળ આનંદ પમાડશે, અને તેમના ઉપર "હર્ષનો ઘોષ" રેડશે; કારણ કે જ્યારે વર વધુને પોતાનું પ્રેમાળ અને

નવા, "

તેણે વચન આ

આનંદ પામી

એવો ઉત્સ

હૃદયમાં સંપૂર્ણ

એવી ઇચ્છા થાય

અક્ષરસથી નહિ, પણ પ્રે

જ્યારે આત્મા માત્ર પ્રભુનો.

; જ્યારે તે પોતાના લાભને માટે નહિ,

; ત્યારે આત્મા પ્રેમની ચોથી અવસ્થાએ આવી પહોંચ્યા છે...

રે પ્રભુ પોતે તેને સારૂ ફળરૂપ થાય છે, એટલે જેઓ તેને ચાહે છે

ને માટે તેને ચાહશે, તેમને મળતું શાશ્વત ફળ પ્રભુ પોતે છે.

સમાપ્ત.